

# ॐकार विवरण —लयचिंतन.

શ્રીસુરેશ્વરાચાર્ય કૃત पंचीकरण—वार्तिक સહિત.


લેખક,

ભટ્ટ પુંજાભાઇ સોમેશ્વર,


अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ गीता ॥


પ્રકાશક,

ભટ્ટ. પુંજાભાઇ સોમેશ્વર.

હાઇ કોર્ટ પ્લીડર. ખેડા.





પ્રથમ આવૃત્તિ. ૫૦૦.

સંવત ૧૯૭૪.    શકે ૧૮૪૦.    સને ૧૯૧૮.

મૂલ્ય. રૂ. ૦—૧૦—૦

આ કર્તાની લખેલી

# શ્રીપંચદશી.

ટીકા સહિત.

પૃષ્ઠ ૭૦૦. મૂલ્ય રૂ. ૨-૮-૦.

કર્તા પાસેથી તેમજ જાણીતા બુકસેલરો પાસેથી મળશે.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ. સાંકલચંદ હરીલાલે
છાપ્યું. ઠે. પાંચકૂવા નવા દરવાજે—અમદાવાદ.

# ઉપોદ્ઘાત.

આજકાલ ભારતભૂમિમાં અનેક મતો અને પંથો ચાલી રહ્યા છે, અને શ્રુતિનો મૂળ સિદ્ધાન્ત નહીં જાણનાર કોટિ સ્ત્રીપુરૂષો અજ્ઞાનતામાં ઉંધી આડે માર્ગે જતાં જોવામાં આવે છે. વળી જેને હાલના જમાનામાં "શિક્ષિત" માણસો કહેવામાં આવે છે તેઓ તો પાશ્ચિમાત્ય સ્વેચ્છાના દાસ બની હિંદુ શાસ્ત્રોના સિદ્ધાન્તો અને તે શાસ્ત્રોદ્વારા પ્રકટ થયેલી ઈશ્વરની આજ્ઞાઓને તિલાંજલી આપી બેઠા છે, તે એટલે સુધી કે ઈશ્વરની ઉપાસના પણ મૂકી દીધી છે. આવી સ્થિતિમાં ઈશ્વરની આજ્ઞાનો ભંગ કરવાનું ફળ જે અનિષ્ટાપત્તિ અથવા ઇષ્ટાપત્તિનો અભાવ તે સિવાય બીજું શું જોવામાં આવે? અને તે જ કારણને લીધે અનેક પ્રયાસો કર્યાં છતાં પણ વ્યાવહારિક સુખનાં સાધનો જેવાં કે સ્વતંત્રતા વગેરે મેળવવામાં નિરાશા સિવાય કાંઈ મળે નહીં.

સાધુ લોકોને જોઈશું તો તેમાંના કેટલાક જેઓએ ઉપાસના માર્ગ લીધો છે તેઓ ઉપાસનાને જ સર્વસ્વ માની લઈ શાસ્ત્રીય જ્ઞાનથી બહિર્મુખ રહ્યા છે. અને ફક્ત વિષ્ણુ કે શિવ આદિની ઉપાસનાની ખાતર અનેક કષ્ટો સહન કરી રહ્યા છે, છતાં ઉપાસનાનો હેતુ શો છે તે યથાર્થ રીતે જાણતા નથી. તેનું કારણ કે તેઓ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, અને ઇતિહાસમાં કહેલો જગતના તત્વનો **મૂળ સિદ્ધાંત** શો છે તે જાણતા કે વિચારતા નથી. અને તેથી જ તેમણે મતોના રાગદ્વેષ ઉત્પન્ન કરેલા છે.

ગઈ મકરસંક્રાન્તિ વખતના (પોસ માસના) કુંભમેળામાં આ લખનારને પરમ દયાળુ શ્રી પ્રજ્ઞાચક્ષુ સ્વામીજીની સાથે પ્રયાગ યાત્રાએ જવાનું થયેલું. તે મેળામાં રિવાજ મુજબ હજારો સાધુઓ અને મહાત્માઓ આવેલા હતા. તેમાંના ઘણાક વિષ્ણૂપાસક વેરાગી અને ઉદાસી બાવાઓ હતા, અને ઘણાક શિવોપાસક સન્યાસીઓ પણ હતા. તેમજ વળી જ્ઞાનવિજ્ઞાન ધરાવનાર પૂજનીય સન્યાસીઓ અને મહાત્માઓ પણ પધારેલા હતા.

પરંતુ યાત્રા નિમિત્તે આવેલાં લાખો સ્ત્રીપુરૂષો તરફ નજર કરતાં માલમ પડતું હતું કે જોકે તેઓ ઘણા ભાવપૂર્વક આ સાધુઓ અને મહાત્માઓનાં દર્શન કરતાં હતાં, પરંતુ જ્ઞાની મહાત્માઓની પાસે જઇ તેમના જ્ઞાનનો લાભ લેવાની ઇચ્છા વાળા મનુષ્યો તો ઘણા થોડા જ જોવામાં આવતા હતા. આ પ્રમાણે જ્યારે એક બાજુએ સમાજમાં શાસ્ત્રીય જ્ઞાનનો અભાવ વધતો ગયો છે, ત્યારે બીજી બાજુએ તે જ સમાજમાંથી નિકળી આવેલા સાધુઓમાં પણ તેની ન્યૂનતા જોવામાં આવે છે. પણ તેમાં દોષ સમાજનો જ કહેવાય, કેમકે સમાજ જેવું ઇચ્છે તેવું પ્રાપ્ત કરે. જેવા સમાજના સંસ્કાર તેવા જ સંસ્કાર તે જ સમાજમાંથી પ્રાપ્ત થયેલા સાધુના હોય તો તેમાં નવાઈ નહીં. પરંતુ જો સમાજ જ્ઞાનની માગણી કરે, તો સાધુઓને પણ જ્ઞાન વાળા થયા વિના ચાલે નહીં. આથી કરીને પરિણામ એ આવ્યું છે કે શાસ્ત્રનો યથાર્થ સિદ્ધાન્ત ભૂલી જવામાં આવ્યો છે.

આ સ્થિતિ જોઇને પરમ કૃપાળુ સ્વામીજીએ ત્રિવેણીના પવિત્ર તટ ઉપર શ્રુતિ સ્મૃતિ વગેરેમાં કહેલો આ સિદ્ધાન્ત સંક્ષેપમાં સમ-

જાણ્યો; અને જનસમાજને માટે તે પ્રકટ કરવાની આજ્ઞા થવાથી (૧) **જગતનું તત્ત્વ શું છે,** (૨) **ઉપાસનાનું સ્વરૂપ** અને તેનો **હેતુ શો** છે, અને (૩) **મુક્તિનો મુખ્ય માર્ગ** શો છે, તે સંક્ષેપમાં બતાવવો તે આ લેખ પ્રકટ કરવાનો ઉદ્દેશ છે. સાથે સાથે શ્રીસુરેશ્વરાચાર્યકૃત **પંચીકરણ-વાર્તિક** પણ ભાષાન્તર સહિત આપવામાં આવ્યું છે. આ ઉપરથી જણાશે કે આખરે **બ્રહ્મજ્ઞાન** વિના **મુક્તિ નથી.**

શ્રીસ્વામીજીની આજ્ઞાથી ગઈ સાલ બ્રહ્મજ્ઞાન પ્રકાશક **શ્રી પંચદશી** ગુજરાતી ટીકા સાથે આ લેખક તરફથી પ્રકટ થઈ હતી, અને ગુરૂદક્ષિણા રૂપે તેની પ્રથમ પુષ્પાંજલિ ગઈ ગુરૂપૂર્ણિમાને દીવસે તેઓશ્રીને અર્પણ કરવામાં આવી હતી. આ સાલની ગુરૂપૂર્ણિમાએ પણ આ દ્વિતીય પુષ્પાંજલિ અર્પણ કરવા ધારી છે, જે ગુરૂકૃપાથી સિદ્ધ થશે.

**ખેડા.**
સંવત ૧૯૭૪ના અશાડ
સુદ ૭, ગુરૂવાર.

**ભટ્ટ. પુંજાભાઈ સોમેશ્વર.**

# અનુક્રમણિકા.

# श्रीस्वामीप्रज्ञाचक्षु.



संवत ૧૯૭૩



# ૐકારવિવરણ

# —લયચિંતન.

## ૧. લયચિંતનનો અર્થ.

"લયચિંતન" એટલે જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થઇ છે—જે વસ્તુનું જે કારણ છે—તે વસ્તુ તેમાં (પોતાના કારણમાં) જ લય પામે છે, અને તેનો લય થતાં તે કારણ જ શેષ રહે છે, એવું જે ચિંતન તેનું નામ "લયચિંતન" છે.

આ જગત—જીવ, ઇશ્વર અને અચેતન સૃષ્ટિ—સર્વ સ્ફુરણ * માત્ર છે, આદ્ય સ્ફુરણ—માયા—નાં વિવિધ (ચેતન અને અચેતન) રૂપાન્તર માત્ર છે, અને આખરે તે માયામાં જ તેનો લય થાય છે, એવું જે ચિંતન તેનું નામ "લયચિંતન" છે. આ લયચિંતનથી સ્ફુરણ રૂપ સકળ જગત્ તેના કારણ રૂપ આદ્ય સ્ફુરણ—માયા—માં લય પામે છે, અને પરિણામે માયા પણ તેના અધિષ્ઠાન રૂપ શુદ્ધ ચેતન (બ્રહ્મ)માં લય પામતાં પોતે (જીવ) શુદ્ધ ચેતન રૂપે અવશેષ

* સ્ફુરણ=કલ્પના ઉઠવી તે. જેમ મનમાં જૂદી જૂદી વૃત્તિઓનું સ્ફુરવું.

રહે છે. આનું નામ "લયચિંતન" છે; તે જ આત્મવિચાર છે. અને તે જ છેવટનો મોક્ષમાર્ગ છે.

આ સંબંધમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં કહ્યું છે કેઃ—

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २-२८ ॥**

"હે અર્જુન! ભૂત માત્ર સૃષ્ટિ પૂર્વે પોતાના કારણ માયા રૂપ અવ્યક્ત (અપ્રસિદ્ધ, નિરાકાર રૂપ) હતાં; મધ્યમાં (ઉત્પન્ન થયા પછી) તેઓ વ્યક્ત રૂપ (પ્રસિદ્ધ, પ્રકટ રૂપ) થાય છે; અને વળી અંતમાં (પ્રલય થતાં) ફરી પાછાં તેઓ અવ્યક્ત રૂપ થવાનાં છે. તો પછી તેમને માટે શોક શા માટે કરવો?"

માટે સકળ જગત્ અવ્યક્ત–માયા–રૂપ જ છે, અને અવ્યક્ત–માયા–માં જ તેનો લય થવાનો છે.

---

## ૨. લયચિંતન અને આકાશનું દૃષ્ટાન્ત.

આ લયચિંતનનું સ્વરૂપ શું તેનો વિચાર કરીએ. પ્રથમ આકાશનું દૃષ્ટાન્ત લઇએ. આકાશના ચાર ભેદ છેઃ–૧. **ઘટાકાશ**, ૨. **જલાકાશ**, ૩. **મેઘાકાશ**, અને ૪. **મહાકાશ**. આ ચારે આકાશની અનુક્રમે ૧. ઘટ, ૨. જલ, ૩. મેઘ, અને ૪. મહાન્, એ ઉપાધિઓ છે, અને તે તે ઉપાધિને લીધે એક જ આકાશ જૂદે જૂદે નામે ઓળખાય છે. પરંતુ તે ઉપાધિઓને દૂર કરતાં–તે તે ઉપાધિનો લય કરતાં–એક શુદ્ધ આકાશ જ અવશેષ રહે. તે નીચે પ્રમાણેઃ

ઘટાકાશની ઉપાધિ ઘટ છે. તેથી ઘટ ફૂટી જતાં ઉપાધિ રહિત આકાશ શેષ રહે છે. આ ઘટ પૃથ્વી તત્ત્વનો બનેલો છે. પાર્થિવ ઘટમાં જલ તત્ત્વ પણ છે, જેની સ્નિગ્ધતાને લીધે ઘટનાં પરમાણુઓ ભેગાં રહે છે. વળી ઠીકરાંને ઘસીએ તો તેમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે. માટે ઘટમાં ( ઘટની માટીમાં ) અગ્નિ પણ છે. વળી ઘટને તપાવતાં ઘટમાં અગ્નિપ્રવેશ થઈ ઘટ લાલ થાય છે. તેથી પ્રવેશ કરવાને ઘટનાં પરમાણુઓ વચ્ચે અવકાશ–પોલી જગા–હોવી જોઇએ. અને જ્યાં અવકાશ હોય ત્યાં વાયુ પણ હોય. અને વાયુ હોય ત્યાં આકાશ પણ છે. તેથી પાર્થિવ ઘટમાં પાંચે તત્ત્વો છે. તે પૈકી આકાશમાં ઉત્તરોત્તર દરેક તત્ત્વનો લય થાય છે, કેમકે આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જલ, અને જલમાંથી પૃથ્વી તત્ત્વ ઉત્પન્ન થયું છે. તેથી દરેક તત્ત્વ પોતપોતાના કારણમાં લય પામે છે.

પૃથ્વી તત્ત્વ કે જે ઘટનું કારણ છે તે જલમાંથી ઉત્પન્ન થયેલું છે. અને આ જલ ઘટમાંના જલાકાશની ઉપાધિ છે. તેમાં ( જલમાં ) ઘટના લયનું ચિંતન કરવું, એટલે કે જલાકાશમાં (૧) ઘટ રૂપી પૃથ્વી, (૨) જલ, (૩) જલાકાશ, અને (૪) શુદ્ધ આકાશ છે, તે પૈકી જલાકાશની ઉપાધિ રૂપ ઘટસહિત આ જલને લઇ લેતાં શુદ્ધ આકાશ શેષ રહે એવું ચિંતન કરવું. મતલબ કે ઘટ ( પૃથ્વી ) જલનું કાર્ય છે, માટે જલ રૂપ જ છે. કાર્ય કારણ રૂપ જ છે. માટે **કાર્યબુદ્ધિનો ત્યાગ કરી કારણબુદ્ધિ લાવવી.**

આ જલ તેજનું પરિણામ છે,* જે તેજ મેઘમાં વિદ્યુદ્રૂપે છે,

* ઓક્સીજન અને હાઇડ્રોજન નામની બે જાતની હવા (ગ્યાસ)-ને કાચની શીશીમાં ભેગી કરી તેમાં વીજળી મેળવતાં અવાજ થઇ

**જેમાં જલનો લય કરવો–જલ તેજ રૂપ જ છે એવું ચિંતન કરવું.** જલ મેઘમાં વરાળ રૂપે છે. વળી મેઘાકાશમાંના મેઘમાં જલ ઉપરાંત બીજાં ત્રણ તત્ત્વો રહેલાં છે, એટલે કે મેઘ રૂપી ઉપાધિ એકંદર ચાર તત્ત્વોની બનેલી છે:–**(૧) પાર્થિવ** (પૃથ્વી તત્ત્વનો બનેલો) **ધૂમ, ( ૨ ) જલ** ( વરાળરૂપે ), **( ૩ )** વિદ્યુદ્રૂપી **તેજ** ( અગ્નિ તત્ત્વ ), **અને (૪) મરુત્** ( વાયુ ). આ પ્રમાણે પૃથ્વી( ઘટ )નો લય જલમાં, જલનો લય મેઘમાંની વરાળના તેજમાં, અને તેજનો લય તેના કારણ રૂપ વાયુમાં કરવો–**સર્વ વાયુ રૂપ છે એવું ચિંતન કરવું.** આ મેઘ રૂપી ઉપાધિ દૂર થતાં પણ શુદ્ધ આકાશ જ શેષ રહે છે.

હવે વાયુ આકાશમાંથી ઉત્પન્ન થયેલો છે, તેથી વાયુનો લય આકાશમાં થતાં–વાયુ આકાશ રૂપ જ છે એવી બુદ્ધિ થતાં–આકાશ જ શેષ રહે છે. એ પ્રમાણે પૃથ્વી, જલ, તેજ, અને વાયુનો લય છેવટ આકાશમાં થતાં શુદ્ધ આકાશ શેષ રહે છે, જે ઉપાધિ રહિત શુદ્ધ આકાશ મહાકાશમાં છે. પરંતુ "**મહાકાશ**" પણ "**મહાન્**" એ શબ્દ રૂપી ઉપાધિને લીધે **મહાકાશ** કહેવાય છે. આકાશનો ગુણ "**શબ્દ**" છે, તેથી "**મહાન્**" એ શબ્દ રૂપી ગુણનો તેમાં લય થતાં–"**મહાન્**" શબ્દ રૂપી ઉપાધિ લઈ લેતાં–ફક્ત ઉપાધિ રહિત "**આકાશ**" માત્ર શેષ રહે છે.

---

જલ ઉત્પન્ન થાય છે. માટે જલમાં અગ્નિ, અને અગ્નિનું કારણ જે વાયુ, તે બંને છે–તે બંને મળીને જલ બનેલું છે. વળી જલનું પૃથક્કરણ કરતાં તેમાંથી છેવટે ઓક્ષીજન અને હાઇડ્રોજન એ બે જાતની હવા નિકળે છે.

આ પ્રમાણે **ઘટાકાશ, જલાકાશ, મેઘાકાશ,** અને **મહાકાશની** ઉપાધિઓનો આકાશમાં લય કરતાં ફક્ત શુદ્ધ આકાશ શેષ રહે છે.

તે જ પ્રમાણે **ઈશ્વર, જીવ,** અને **જગત** રૂપ સર્વ સ્ફુરણનો તેના કારણ રૂપ **આદ્ય સ્ફુરણ ( માયા )**માં લય કરતાં, અને માયાનો લય શુદ્ધ ચેતનમાં થતાં **શુદ્ધ ચેતન ( બ્રહ્મ )** જ શેષ રહે છે, બીજું કાંઈ રહેતું નથી. આ પ્રકારનું જે **ચિંતન** તેનું નામ **"લયચિંતન"** છે.

---

**૩. આદ્ય સ્ફુરણ; આદ્ય સ્ફુરણના વિભાગ—શુદ્ધસત્ત્વ માયા અને અશુદ્ધસત્ત્વ અવિદ્યા; અશુદ્ધસત્ત્વ અવિદ્યાના બે વિભાગ-રજોગુણપ્રધાન અવિદ્યા અને તમોગુણપ્રધાન અવિદ્યા; શુદ્ધસત્ત્વ ઇશ્વર અને ઇશ્વરોપાસના; ઈશ્વરના અંશ રૂપ પંચાયતન દેવો અને તેમની ઉપાસના.**

---

સૃષ્ટિની ઉત્પત્તિ વખતે પ્રથમ શુદ્ધ ચેતનના એક ભાગમાં " **एकोऽहं बहुः स्याम्** " એવું **સ્ફુરણ** થાય છે, અને તેમાંથી સકળ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. આ આદ્ય સ્ફુરણનું નામ જ **માયા, પ્રધાન, અવ્યાકૃત,** ઇત્યાદિ છે. અને આ સકલ જગત્ ( ઇશ્વર અને જીવ શુદ્ધાંત ) ઉપર કહેલા આદ્ય સ્ફુરણનું જ અવસ્થાન્તર છે–તે સ્ફુરણમાં ઉઠેલી **વિવિધ કલ્પના રૂપ જ છે, બીજું કાંઇ નહિં.**

આ સ્ફુરણ સ્વરૂપે **સત્ત્વ, રજસ્ અને તમસ્** એ ત્રણ ગુણ રૂપ—**ત્રિગુણાત્મક**—છે, તેમાં બીજું કાંઇ તત્ત્વ નથી. આ ત્રિગુણાત્મક સ્ફુરણના બે વિભાગ પડે છે:—૧. શુદ્ધ સત્વ (માયા), અને ૨. અશુદ્ધ સત્ત્વ (અવિદ્યા). અશુદ્ધ સત્ત્વના બે વિભાગ પડે છે:—૧. રજોગુણપ્રધાન અને ૨. તમોગુણપ્રધાન. એ પ્રમાણે આદ્ય સ્ફુરણના **૧. શુદ્ધસત્ત્વ, ૨. રજોગુણપ્રધાન, અને ૩. તમોગુણપ્રધાન,** એ ત્રણ ભાગ થાય છે.

આ શુદ્ધસત્ત્વ વિભાગ રૂપી સ્ફુરણ ( જેમાં શુદ્ધ સત્ત્વગુણ પ્રધાન રૂપે છે, અને બીજા બે ગુણ દબાઇ રહેલા છે તે વિભાગ ) **ઇશ્વર** કહેવાય છે; અશુદ્ધસત્ત્વ વિભાગમાંનો જે રજોગુણપ્રધાન વિભાગ જેમાંનો સત્ત્વ ગુણ બીજા બે ગુણોના મિશ્રણથી મલિન થયેલો છે અને જેમાં રજોગુણ પ્રધાન રૂપે છે તે રજોગુણ વિભાગ **જીવ** કહેવાય છે; અને જે વિભાગમાં તમોગુણ ( જડ સ્વભાવ ) પ્રધાન રૂપે હોઇ બીજા બે ગુણ દબાઈ રહેલા છે તે સ્ફુરણ વિભાગ **અચેતન (જડ) સૃષ્ટિ** કહેવાય છે.

આ ઇશ્વર પોતે શુદ્ધ સત્ત્વની ઉપાધિથી **જગતના કર્તા** છે. અને મલિનસત્ત્વપ્રધાન પ્રકૃતિની ઉપાધિથી જગદ્રૂપ થયા છે. પોતે જ જગતનું **નિમિત્ત** કારણ અને પોતે જ **ઉપાદાન** * કારણ છે, મતલબ કે ઇશ્વર **અભિન્નનિમિત્તોપાદાન કારણ** છે; જેમ કરો-

* ઉપાદાન કારણ એટલે જે વસ્તુમાંથી બીજી વસ્તુ બને તે વસ્તુ તે (બીજી) વસ્તુનું ઉપાદાન કારણ કહેવાય છે; જેમ માટી ઘટનું ઉપાદાન કારણ છે, અને કુંભાર તેનું નિમિત્ત કારણ છે.

ણીઓ પોતાના જ શરીરમાંથી જાળ બનાવે છે અને પોતે જ તે જાળનો કર્તા છે, અને તેથી પોતે જાળનું નિમિત્ત તેમજ ઉપાદાન કારણ છે. આ કારણથી ઈશ્વર **અંતર્યામી** અને **સર્વજ્ઞ** ( ભૂતમાત્રનાં કર્મો વીગેરેના જાણનાર ) છે. સત્ત્વ ગુણથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને ઇશ્વરનો સત્ત્વ ગુણ શુદ્ધ હોવાથી તે સર્વજ્ઞ છે. આ સર્વજ્ઞ અંતાર્યામી ઇશ્વરની જ ઉપાસના શ્રેષ્ઠ છે.

પરંતુ આ ઈશ્વરના જે જૂદા જૂદા અંશો થયેલા છે તે અંશોની સ્વતંત્ર સ્વરૂપે માન્ય થયેલી ઉપાસનાઓ પ્રમાણે જૂદા જૂદા મત મતાન્તરો અને પંથો આ જગતમાં આરૂઢ થઇ રહેલા છે. તે તે અંશોમાં રહેલા અંતર્યામી ઇશ્વર સ્વરૂપને નહીં ઉપાસતાં તેમને ભિન્ન ભિન્ન ઈશ્વર તરીકે માની તેમની ઉપાસના કરવાથી ઘણાં મતોનો ફેલાવો થયેલો છે, અને તેને માટે દુરાગ્રહ કરવામાં આવે છે. પરંતુ તેમાંના પાંચ અંશો જ મુખ્ય ઉપાસ્યો છે.

જગતમાં આ **અંશ રૂપ પાંચ મુખ્ય ઉપાસ્યો** નીચે પ્રમાણે છે:—

**પંચાયતન દેવો.**

સૃષ્ટિની આદિમાં શુદ્ધસત્વ ઇશ્વરના—**एकोऽहं बहुः स्याम्** એ આદ્ય સ્ફુરણ (માયા)ના—સત્વ, રજસ્, અને તમો ગુણ રૂપ ત્રણ વિભાગો થયા. તે **૧. બ્રહ્મા, ૨. વિષ્ણુ,** અને **૩. મહાદેવ** છે. બ્રહ્માના બે વિભાગ થયા—**૧. બ્રહ્મા** અને **૨. બ્રહ્માણી (સરસ્વતી)**; વિષ્ણુના બે વિભાગ—**૧. વિષ્ણુ** અને **૨. લક્ષ્મી**; અને મહાદેવના બે—**૧. મહાદેવ** અને **૨. પાર્વતી (મહાકાળી).**

આ બ્રહ્માણી, લક્ષ્મી, અને પાર્વતી (મહાસરસ્વતી, મહાલક્ષ્મી, અને મહાકાળી)એ ત્રણે મળીને એક રૂપ બની **શકિત** રૂપે ઉપાસ્ય થઇ. અને શેષ રહેલા વિષ્ણુના **૧. વિષ્ણુ** અને **૨. સૂર્ય**, અને મહાદેવના **૧. મહાદેવ** અને **૨. ગણેશ**—એ રીતે બબ્બે ભાગ પડી તે તે રૂપે ઉપાસ્ય થયા. બાકી રહેલા બ્રહ્મા રજોગુણ વાળા હોવાથી માત્ર **ક્રિયા રૂપ** હોઇ ક્રિયા પૂર્ણ થતાં નિરૂપયોગી હોવાથી ઉપાસ્ય થયા નહીં. તેથી **૧. વિષ્ણુ, ૨. સૂર્ય, ૩. મહાદેવ, ૪. ગણેશ,** અને **૫. શકિત**—એ પ્રમાણે પાંચ પ્રકારની (પંચાયતન) ઉપાસના જગતમાં પ્રચલિત થઇ.

આ **સ્માર્ત ઉપાસના** કહેવાય છે.

તેમ છતાં તે પાંચે દેવોનાં અનેક સ્વરૂપો પ્રમાણે અનેક મતો ફેલાઇ રહેલા છે. જેવા કે વિષ્ણુના ૨૪ અવતાર; સૂર્યના ૧૨ ભેદ, જેવા કે આદિત્ય, ભાસ્કર, રવિ, વીગેરે; મહાદેવના ૧૧ અંશ, જેવા કે રૂદ્ર, શંકર, મહાદેવ, વીગેરે; ગણેશના ૧૨ વિભાગ, જેવા કે સુમુખ, એકદન્ત, ગજાનન, ઇત્યાદિ; અને શકિતના ૯ અવતાર, જેવા કે શૈલપુત્રી, બ્રહ્મચારિણી, કાત્યાયિની, ઇત્યાદિ નવ દુર્ગાઓ. આ અંશો પ્રમાણે અનેક મતો થયેલા છે. પરંતુ ઇશ્વરના મુખ્ય ઉપાસ્ય અંશો તો ઉપર કહેલા પાંચ જ છે.

આ પ્રમાણે જગતમાં જો કે પાંચ ઉપાસ્યો મુખ્ય છે, પરંતુ તેમનું ખરૂં સ્વરૂપ શું છે તે ભૂલી જવામાં આવ્યું છે. મતલબ કે તેઓ મૂળભૂત ઇશ્વરના અંશ માત્ર છે એમ સમજી તેમાં રહેલા **અંતર્યામી સર્વજ્ઞ ઇશ્વરને** નહીં ઉપાસતાં પોતાના ઉપાસ્ય અંશ સ્વરૂપને જ સત્ય માની બીજાના ઉપાસ્યનો તિરસ્કાર કરી મતોના ઝઘડા અને રાગદ્વેષ ઉત્પન્ન કરેલા છે. પરંતુ જો તે તે ઉપાસ્યોનો

તિરસ્કાર નહિં કરતાં તેઓ પણ **એક ઇશ્વરના જ** અંશો છે એમ જાણીને તેમને ઇશ્વર સ્વરૂપે ઉપાસવામાં આવે-અન્યના ઉપાસ્યોનો તિરસ્કાર નહીં કરતાં તેઓ પણ **એક** ઇશ્વરના જ અંશો છે એમ સમજી પોતપોતાના ઇષ્ટ દેવતાની મૂળ અંતર્યામી ઇશ્વર રૂપે **નિષ્કામ** ઉપાસના કરવામાં આવે; અને ઉપાસના વડે ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી નીચે બતાવેલું “ લયચિંતન ” કરવામા આવે; તો સકળ વિરોધ દૂર થાય, અને પોતાનો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ રૂપી અર્થ સિદ્ધ થાય.

---

**૪. ઇશ્વર, જીવ અને જડ જગત્; કારણ જગત્, સૂક્ષ્મ જગત્, અને સ્થૂલ જગત્; કારણ દેહ, લિંગ દેહ અને સ્થૂલ દેહ; ઇશ્વરની અવસ્થાઓ—અંતર્યામી, હિરણ્યગર્ભ, અને વિરાટ્ સ્વરૂપ; જીવની અવસ્થાઓ-પ્રાજ્ઞ, તૈજસ, અને વિશ્વ; ત્રિગુણાત્મક માયા અને સૃષ્ટિની જડતાનું સ્વરૂપ.**

---

ઉપર કહ્યા પ્રમાણે “ **एकोऽहं बहुः स्याम्** ” એ આદ્ય સ્ફુરણના ૧. શુદ્ધસત્ત્વ, ૨. રજોગુણપ્રધાન, અને ૩. તમોગુણ પ્રધાન—એવા ત્રણ વિભાગ થયા. તેમાંનો શુદ્ધસત્ત્વ વિભાગ “ **અંતર્યામી** ઇશ્વર ” કહેવાયો, અને બીજો રજોગુણપ્રધાન વિભાગ “ **જીવ** ” રૂપ થયો. બાકીનો તમોગુણપ્રધાન ભાગ “ **અચેતન** ( જડ ) જગત્ ” રૂપ થયો.

ઉપર કહ્યું છે કે જે જેનું કારણ છે—જેમાંથી જે વસ્તુ ઉત્પન્ન થઇ છે—તેમાં તેનો લય થાય છે એવો સિદ્ધાન્ત છે. જેમકે ઘટાદિ પાત્રોનો લય તેમના કારણ રૂપ મૃત્તિકામાં થાય છે. તે સિદ્ધાન્તને અનુસરી ઇશ્વર, જીવ અને જગત્, એ સર્વે આદ્ય સ્ફુરણનાં કાર્યો હોવાથી તેમનો લય તે સ્ફુરણમાં જ થાય, બીજામાં નહીં. અને તે આદ્ય સ્ફુરણ શુદ્ધ ચેતનમાં થયેલું હોવાથી તે સ્ફુરણનો લય પણ શુદ્ધ ચેતનમાં થતાં ફક્ત **શુદ્ધ ચેતન ( બ્રહ્મ )** જ શેષ રહેશે.

**કારણ જગત.**

આ શુદ્ધ સત્ત્વગુણ રૂપી સ્ફુરણની ઉપાધિને લીધે શુદ્ધ ચેતન ( બ્રહ્મ ) સર્વજ્ઞ અંતર્યામી રૂપ થઇ " ઈશ્વર " કહેવાય છે; રજોગુણપ્રધાન અવિદ્યા રૂપી સ્ફુરણની ઉપાધિને લીધે તે જ શુદ્ધ ચેતન " **જીવ** " રૂપ થઈ **પ્રાજ્ઞ** કહેવાય છે. બાકી રહેલું તમોગુણપ્રધાન અવિદ્યા રૂપી સ્ફુરણ સૂક્ષ્મ અને સ્થૂલ જગતના કારણ રૂપ **પંચ તન્માત્રા રૂપ થઇ** કારણ જગત્ કહેવાય છે. તે તમોગુણપ્રધાન સ્ફુરણ પ્રથમ **૧. શબ્દ તન્માત્રા** રૂપ થાય છે; શબ્દ તન્માત્રામાંથી **૨. સ્પર્શ તન્માત્રા** ઉત્પન્ન થાય છે; સ્પર્શ તન્માત્રામાંથી **૩. રૂપ તન્માત્રા** ઉત્પન્ન થાય છે; રૂપ તન્માત્રામાંથી **૪. રસ તન્માત્રા** ઉત્પન્ન થાય છે; અને રસ તન્માત્રામાંથી **૫. ગંધ તન્માત્રા** ઉત્પન્ન થાય છે. આ તન્માત્રાઓ **કારણ જગત્** છે. અને તે તમોપ્રધાન સ્ફુરણ રૂપ છે.

હવે આ **તમોગુણપ્રધાન સ્ફુરણનું** વિશેષ સ્ફુરણ—રૂપાન્તર—અવસ્થાન્તર—થતાં તેમાંની શબ્દ તન્મા-

**સૂક્ષ્મ જગત.** ત્રામાંથી **શબ્દ ગુણ** વાળું **આકાશ** ( અવકાશ, પોલ ) ઉત્પન્ન થાય છે, ( જેમ અધુરા ઘડામાં પરપોટા ઉઠે છે તેમ ). તેથી આકાશ તેનું કાર્ય છે. સ્પર્શ તન્માત્રામાંથી **સ્પર્શ ગુણ** વાળો **વાયુ** થાય છે, રૂપ તન્માત્રામાંથી **રૂપ ગુણ** વાળું **તેજસ્** થાય છે, રસ તન્માત્રામાંથી **રસ ગુણ** વાળું **જલ**, અને ગંધ તન્માત્રામાંથી **ગંધ ગુણ** વાળું **પૃથ્વી તત્ત્વ** થાય છે. આ પાંચ તત્ત્વો સૂક્ષ્મ રૂપ છે, અને તેઓ અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અન ગંધ એ પાંચ તન્માત્રાઓનાં કાર્ય હોવાથી તે તે તન્માત્રા રૂપ જ છે. આ પાંચ તત્ત્વો અને તેમાંથી ઉત્પન્ન થયેલું ( નીચે કહેલું ) સૂક્ષ્મ શરીર **સૂક્ષ્મ જગત્** કહેવાય છે.

આ પાંચ તત્ત્વો તમોગુણપ્રધાન પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં હોવાથી તેમાં પણ જો કે **તમોગુણ** પ્રધાન રૂપે છે, તોપણ તેમાં બાકીના બે—**સત્ત્વ** અને **રજસ્**—ગુણ પણ રહેલા છે, તે પૈકી સત્ત્વ ગુણમાંથી પાંચ **જ્ઞાનેન્દ્રિયો** અને **અંતઃકરણ**, અને તેમની **દેવતા** ઉત્પન્ન થયેલાં છે. આ ઇન્દ્રિયો અને અંતઃકરણ જ્ઞાનના સાધન હોવાથી તેઓ સત્ત્વ ગુણનાં કાર્યો છે એમ સમજાય છે. એકેક તત્ત્વમાંથી એકેક જ્ઞાનેન્દ્રિય અને તેની દેવતા ઉત્પન્ન થઇ છેઃ શબ્દગુણ આકાશમાં રહેલા સત્ત્વ ગુણના એક તૃતીયાંશમાંથી સાંભળવાનું જ્ઞાન પામનારી **૧. શ્રોત્રેન્દ્રિય** અને તેની દેવતા **દિગ્**; સ્પર્શગુણ વાયુમા રહેલા સત્વગુણના એક તૃતીયાંશમાંથી સ્પર્શનું જ્ઞાન પામનારી **૨. ત્વગિન્દ્રિય** અને તેની દેવતા **વાયુ**; રૂપગુણ તેજમાં રહેલા સત્ત્વ ગુણના એક તૃતીયાંશમાંથી રૂપને જોનારી **૩. અક્ષિ** અને તેની દેવતા

**આદિત્ય;** રસગુણ જલમાં રહેલા સત્ત્વ ગુણના એક તૃતીયાંશમાંથી રસ–સ્વાદ–નું જ્ઞાન પામનારી ૪. **રસનેન્દ્રિય** અને તેની દેવતા **વરૂણ;** અને ગંધગુણ પૃથ્વીતત્ત્વમાં રહેલા સત્ત્વ ગુણના એક તૃતીયાંશમાંથી સુંઘનારી ૫. **ઘ્રાણેન્દ્રિય** અને તેની દેવતા **અશ્વિનિકુમાર** ઉત્પન્ન થયા છે. આ ઇન્દ્રિયો તે તે ગુણનું જ્ઞાન પામે છે, બીજાનું નહીં: જેમ આકાશમાંથી ઉત્પન્ન થયેલી શ્રોત્રેન્દ્રિય આકાશના ગુણ "શબ્દ" નું જ જ્ઞાન પામે છે, બીજા સ્પર્શાદિનું નહીં. તેઓ જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે, કેમકે તે સત્ત્વ ગુણમાંથી ઉત્પન્ન થઈ છે, અને સત્ત્વ ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. (આ ઇન્દ્રિયો પણ સૂક્ષ્મ છે).

આ સર્વ જ્ઞાનેન્દ્રિયો શબ્દાદિ એકેક વિષયનું જ્ઞાન માત્ર ઉત્પન્ન કરી વિરામ પામે છે. પરંતુ તેઓ તે સર્વ જ્ઞાનને જાણી તેમના ગુણદોષ વિચારી શકતી નથી. તેથી આવી ઈંદ્રિયની જરૂર હોવાથી પાંચે તત્ત્વોમાં રહેલા સત્ત્વ ગુણનો એકેક તૃતીયાંશ લઈ તે પાંચે તૃ-તીયાંશોને એકઠા કરીને ઇંદ્રિયોના અધ્યક્ષ રૂપ અને સર્વ ઇંદ્રિયોએ ઉત્પન્ન કરેલા સર્વ જ્ઞાનને જાણનાર **અંતઃકરણ** બનાવ્યું છે. અને આ પ્રમાણે પ્રાપ્ત કરેલું સકળ જ્ઞાન સાધારણ રીતે જીવાત્મામાં રહે છે. આ અંતઃકરણના ૧. **મન,** ૨. **ચિત્ત,** ૩. **બુદ્ધિ,** અને ૪. **અહંકાર** રૂપી ભેદથી તે ચાર પ્રકારનું કહેવાય છે. મન **વિમર્શાત્મા**– સંકલ્પ વિકલ્પ કરનારૂં–છે. અંતઃકરણનો પ્રથમ વિકાર **મન** છે, કે-મકે પ્રથમ સંકલ્પવિકલ્પ–આ કાર્ય કરવું કે ન કરવું તે–થાય છે. તે પછી તે સંકલ્પ વિકલ્પનું **ચિંતન થાય** છે, એટલે કે આ કાર્ય કેવી રીતે કરવું તેનું ચિંતન થાય છે. તેથી તે ચિન્તનાત્મક **ચિત્ત** રૂપ થાય છે. ચિંતન કર્યા બાદ નિશ્ચય થાય છે—' આ કાર્ય કરવું

જ " એવો નિશ્ચય થાય છે, તેથી નિશ્ચયાત્મક બુદ્ધિ રૂપ થાય છે. ત્યાર પછી તેમાં " હું કરૂં " એવી અહમાત્મક અહંકારબુદ્ધિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે અંતકરણ મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકાર એ ચાર ભેદ વાળું થાય છે. વળી આ અંતઃકરણની સાથે તેમની દેવતા પણ ઉત્પન્ન થાય છે. સ્ફૂરણ રૂપી અંતઃકરણની દેવતા વિષ્ણુ; સંકલ્પાત્મક મનની દેવતા ચંદ્રમા; ચિંતનાત્મક ચિત્તના દેવતા વાસુદેવ (ક્ષેત્રજ્ઞ); નિશ્ચયાત્મક બુદ્ધિના દેવતા બૃહસ્પતિ; અને અહમાત્મક અહંકારના દેવતા રૂદ્ર ઉત્પન્ન થાય છે.

વળી તેજ પાચ તત્ત્વોમાં રહેલા ક્રિયાત્મક રજોગુણમાંથી પાંચ કર્મેન્દ્રિયો અને તેમના દેવતા, તથા પાંચ પ્રાણ ઉત્પન્ન થાય છે. તે એવી રીતે કે આકાશ તત્ત્વમાંના રજોગુણના એક તૃતીયાંશમાંથી ૧. બોલવાનું કર્મ કરનારી વાક્ કર્મેન્દ્રિય અને તેની દેવતા અગ્નિ;વાયુમાંના એક તૃતીયાંશ રજોગુણમાંથી ૨. ગ્રહણ કરવાનું કાર્ય કરનાર હાથ અને તેની દેવતા ઇન્દ્ર; તેજમાંના એક તૃતીયાંશ રજોગુણમાંથી ૩. ચાલવાની ક્રિયા કરનાર પાદ અને તેની દેવતા વિષ્ણુ; જળમાંના એક તૃતીયાંશ રજોગુણમાંથી ૪. રતિભોગાદિ કર્મ કરનાર ઉપસ્થ અને તેની દેવતા પ્રજાપતિ; અને પૃથ્વી તત્ત્વમાંના એક તૃતીયાંશમાંથી ૫. મળત્યાગ કરનાર પાયુ (ગુદા)અને તેની દેવતા મૃત્યુ ઉત્પન્ન થયા છે. અને પાંચે તત્ત્વોના દરેકનો એકેક તૃતીયાંશ રજોગુણ લઇને તેમને ભેગા કરીને તેનો પ્રાણ બનાવ્યો છે. જે તેના જૂદા જૂદા કાર્ય પ્રમાણે ૧. પ્રાણ—શ્વાસોચ્છ્વાસ કરાવનાર, ૨. અપાન—ગુદા દ્વારા ખરાબ વાયુને બહાર કાઢનાર, ૩. સમાન—જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, ૪. ઉદાન—ઉર્ગાર અને વમનાદિ કરાવનાર, અને ૫. વ્યાન—અન્નરસને નાડી દ્વારા સર્વ શરીરમાં પહો-

ચાડનાર, એ પ્રમાણે પાંચ પ્રકારનો કહેવાય છે. પરંતુ આ કર્મેન્દ્રિયો અને પ્રાણ **ક્રિયા સ્વરૂપ** રજોગુણમાંથી ઉત્પંન થયેલા હોવાથી તેઓ ફક્ત **ક્રિયા** જ કરે છે, જ્ઞાન પામી શકતા નથી.

આ ઉપરથી માલમ પડશે કે ૧. ઇશ્વર, ૨. જીવ, અને ૩. જગત્પણું—આ ત્રણ (સત્ત્વ, રજસ્, અને તમસ્) ગુણ રૂપ જ છે, બીજું કાંઇ નથી. જેમ પાંચ તત્ત્વો આ ત્રણ ગુણ રૂપ છે, તેમ તે તત્ત્વોનાં કાર્યો–અંતઃકરણ, દશ ઇંદ્રિયો અને પાંચ પ્રાણ–પણ તે ત્રણ ગુણ રૂપ જ છે. પરંતુ તે બધાનું અધિષ્ઠાન* તો એક **વ્યાપક શુદ્ધ ચૈતન્ય (બ્રહ્મ)** જ છે. ચૈતન્ય સિવાય આ જગત્માં કાંઇ છે જ નહિ–ચૈતન્ય સિવાય કોઈ વસ્તુની સ્થિતિ જ નથી.

આ સ્ફુરણ રૂપ **અંતઃકરણ**, અંતઃકરણની મન વીગેરે ચાર **વૃત્તિઓ**, પાંચ **જ્ઞાનેન્દ્રિયો**, **પાંચ** કર્મેન્દ્રિયો, **અને પાંચ પ્રાણ મળીને વીસ** તત્ત્વોનો **સૂક્ષ્મ (લિંગ) દેહ** બનેલો છે. [ છતાં કોઇ મન અને બુદ્ધિ રૂપી માત્ર બે પ્રકારનું અંતઃકરણ લઇ ૧૭ તત્ત્વોનું સૂક્ષ્મ શરીર માને છે; કોઇ મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકાર એ (અંતઃકરણ સિવાયની) ચાર વૃત્તિઓને લઇ ૧૯ તત્ત્વોનું સૂક્ષ્મ શરીર કહે છે; અને કોઈ આ ચાર પ્રકારની વૃત્તિઓ તથા સ્ફુરણ રૂપ અંતઃકરણ એ પાંચે તત્ત્વોને લઇને ૨૦ તત્ત્વોનું સૂક્ષ્મ શરીર માને છે. ]

આ લિંગ દેહમાં–લિંગ દેહમાં રહેલા અંતઃકરણમાં–ચૈતન્યની છાયા (પ્રકાશ, પ્રતિબિંબ, આભાસ) પડે છે, જે **છાયા**, અધિષ્ઠાન

* અધિષ્ઠાન–આધાર; જેમ નીલ રંગ રૂપી ગુણનો આધાર આકાશ, રૂપનો આધાર અગ્નિ, ઇત્યાદિ.

ચૈતન્ય તથા લિંગ દેહ સાથે મળીને, "**જીવ**" કહેવાય છે. મતલબ કે ૧. દેહના અધિષ્ઠાન—આધાર—રૂપ **ચૈતન્ય**, ૨. **લિંગદેહ**, અને ૩. લિંગ દેહમાં પડેલી **ચૈતન્યની છાયા**—એ ત્રણે મળીને **જીવ** કહેવાય છે.

બાકી રહ્યું સ્થૂલ શરીર, જે જીવની ઉપાધિ રૂપ નથી, પરંતુ માત્ર તેના ભોગનું સાધન હોઇ મર્ણ વખતે પડયું રહે છે. પરંતુ વીસ તત્ત્વના લિંગ દેહથી તો જીવ છૂટો પડી શકતો નથી. તે છૂટકારો તો જ્ઞાન થયે (મુક્તિસમયે) જ થાય છે. જીવની આ લિંગદેહ રૂપી ઉપાધિ પણ ત્રણ ગુણ રૂપ છે. તેથી અંતઃકરણ સહિત ત્રિગુણાત્મક સર્વ ઉપાધિ પોતાના કારણ રૂપ માયામાં લય પામતાં, અને માયા પણ ચૈતન્યમાં લય પામતાં જીવ શુદ્ધ ફૂટસ્થ ચૈતન્ય (બ્રહ્મ) રૂપે અવશેષ રહે છે. **ગુણોનો લય તે જ ઉપાધિનો લય, અને તે જ મુક્તિનો માર્ગ છે.**

ઉપર કહેલા ઈશ્વર અને જીવનાં ત્રણ શરીરો છે: **૧. કારણ, ૨. સૂક્ષ્મ** ( લિંગ ) અને **૩. સ્થૂલ.** આદ્ય સ્ફુરણનો શુદ્ધસત્ત્વ વિભાગ ( માયા ) ઈશ્વરનો કારણ દેહ છે, અને તેમાં તે "**સર્વજ્ઞ ઇશ્વર**" કહેવાય છે; અને અશુદ્ધસત્ત્વ અવિદ્યાનો રજોગુણ વિભાગ જીવનો કારણ દેહ છે, તે કારણ દેહમાં જીવ "**પ્રાજ્ઞ**" કહેવાય છે. પરંતુ ઉપર કહેલા "સમષ્ટિ" લિંગદેહની ઉપાધિમાં ઈશ્વર "**હિરણ્યગર્ભ**"* કહેવાય છે, અને તેના અનેક "**વ્યષ્ટિ**"

* હિરણ્યગર્ભને જીવોની સાથેની પોતાની એકતાનું જ્ઞાન હોવાથી તે **સમષ્ટિ** કહેવાય છે, અને જીવોને તે જ્ઞાન નહીં હોવાથી તે **વ્યષ્ટિ** કહેવાય છે.

રૂપ વિભાગો (જીવોના લિંગ દેહો)ની ઉપાધિમાં તે પ્રાજ્ઞ "તૈજસ" કહેવાય છે. મતલબ કે એક જ શુદ્ધ ચૈતન્ય ત્રણ ગુણોનાં જૂદાં જૂદાં કાર્ય રૂપ સ્ફુરણોની ઉપાધિમાં **ઈશ્વર** અને **હિરણ્યગર્ભ, પ્રાજ્ઞ** અને **તૈજસ,** કહેવાય છે. તે કાર્યો (સ્ફુરણો) અને તેના કારણ રૂપ ગુણોનો અંતઃકરણમાં લય કરતાં, અને અંતઃકરણનો પણ તેના કારણ રૂપ સત્ત્વ ગુણમાં લય થતાં, "**જીવપણું**" રહેતું નથી, પણ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જ શેષ રહે છે. કારણ એ છે કે આ **અંતર્યામી ઇશ્વર** જ અવિદ્યાની ઉપાધિનું સ્ફુરણ થતાં તે ઉપાધિને લીધે જીવ રૂપે વિકાર પામે છે–જીવ રૂપ કહેવાય છે, અને જીવોના અંતઃકરણમાં રહી તે અંતઃકરણ દ્વારા સર્વને પ્રેરે છે–તે તે રૂપ થઈ તે લિંગ દેહમાં સર્વ વ્યવહાર કરે છેઃ—

**तथान्तर्याम्ययं यत्र यया वासनया यथा ।**
**विक्रियेत तथावश्यं भवत्येव न संशयः ॥ पंच० ६-१७०**

આ **સમષ્ટિ લિંગદેહ,** તેમાં રૂપાન્તર પામેલા **હિરણ્ય-ગર્ભ** તથા **તૈજસ** સાથે, **સૂક્ષ્મ જગત્** કહેવાય છે.

જીવના આ સૂક્ષ્મ શરીરમાં શુદ્ધ ચૈતન્ય જો કે વ્યાપીને રહેલું છે ખરૂં, પરંતુ તેથી આખા સૂક્ષ્મ શરીરને એટલે કે પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ પ્રાણને જ્ઞાન થતું નથી. સર્વ પ્રકારનું જ્ઞાન તો એકલા અંતઃકરણને જ થાય છે. તેનું કારણ કે ચૈતન્યના **આભાસ** વિના જ્ઞાન થતું નથી. અને તે આભાસ (પ્રતિબિંબ) કર્મેન્દ્રિયો અને પ્રાણમાં પડતો નથી, પરંતુ અંતઃકરણમાં અને જ્ઞાનેન્દ્રિયોમાં પડે છે; અને તેથી તે આભાસસહિત અંતઃકરણ જ જાણનાર છે, અને જ્ઞાનેન્દ્રિયો

તેનાં જાણવાનાં સાધન માત્ર છે. જો તેમ ન હોય તો ઘટાદિ પદાર્થો પણ જાણનાર તરીકે થાય, કેમકે તેમાં પણ શુદ્ધ ચૈતન્ય તો છે જ. છતાં ઘટાદિને જ્ઞાન નથી, કેમકે તેમને અંતઃકરણ નથી—એટલે કે તેમનું અંતઃકરણ ઘણું મલિન હોવાથી તેમાં શુદ્ધ ચૈતન્ય હોવા છતાં વિશેષમાં તેમાં ચૈતન્યનો આભાસ (પ્રકાશ) પડતો નથી, જે કારણથી તે જાણી શકતા નથી.

માટે આભાસ વાળું અંતઃકરણ જાણનાર છે, કેમકે જ્ઞાન ઉત્પન્ન કરનાર સત્ત્વ ગુણનું તે બનેલું છે. જ્ઞાનેન્દ્રિયો પણ સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થઇ છે ખરી, પરંતુ તે એકેક તત્ત્વના સત્ત્વ ગુણમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી તે એકેક વિષયનું જ જ્ઞાન ઉત્પન્ન કરે છે. જેમકે શ્રોત્ર એકલા શબ્દનું, સ્પર્શાદિનું નહીં. પરંતુ તે સકળ જ્ઞાનને એકત્ર કરનાર અને તેનો સારાસારવિચાર વીગેરે કરનાર તો **અંતઃકરણ** છે—અંતઃકરણના મન, ચિત્ત, વગેરે વિભાગો છે. આ અંતઃકરણ વિચારપૂર્વક સર્વ જ્ઞાનને જાણનાર તથા સંકલ્પવિકલ્પ કરનાર અને નિશ્ચય કરનાર છે. મતલબ કે વધારામાં તેમાં મનન શક્તિ, ચિંતનશક્તિ, નિશ્ચયાત્મક શક્તિ, અને અહમાત્મક શક્તિ છે. આ સર્વ જ્ઞાનક્રિયા તેમાં પડેલા ચૈતન્યના આભાસને લીધે છે. આ આભાસ કર્મેન્દ્રિયો અને પ્રાણમાં નથી, કેમકે તેમાં સત્ત્વ ગુણ નથી. આ કારણને લીધે તેમાં શુદ્ધ ચૈતન્ય હોવા છતાં તે જાણી શકતાં નથી; અને અંતઃકરણમાં તે હોવાથી તે જાણી શકે છે. આ જ તેની **વિશેષતા** છે.

અત્રે એક શંકા ઉઠવાનો સંભવ છે; તે એ કે અંતઃકરણને વિષયોના જ્ઞાનની પેઠે આત્મજ્ઞાન પણ હોવું જોઇએ, પરંતુ તે તો

જોવામાં આવતું નથી. એવી શંકા થવી સ્વાભાવિક છે. પરંતુ તેનો ખુલાસો એ છે કે અંતઃકરણ જો કે સત્ત્વગુણનું બનેલું છે, છતાં તે સત્ત્વગુણમાં તેના કારણ રૂપ તમોગુણપ્રધાન પ્રકૃતિમાંથી ઉતરી આવેલા રજસ્ અને તમોગુણનું મિશ્રણ હોવાથી-જીવની મૂળભૂત ઉપાધિ **અવિદ્યા અથવા અશુદ્ધ સત્ત્વ રૂપ હોવાથી** (જીવના અંતઃકરણમાં જ અશુદ્ધતા રહેલી હોવાથી) તેમાં પડેલું પ્રતિબિંબ કાંઈક મલિન હોવાને લીધે તે મલિનતા આત્મજ્ઞાનને દબાવી રાખે છે, કેમકે આ અશુદ્ધતા રજોગુણ અને તમોગુણના મિશ્રણને લીધે હોવાથી તે ગુણોમાંથી ઉત્પન્ન થતા* રાગદ્વેષ, કામ. ક્રોધ. આલસ્ય, મોહ, વગેરે **વિક્ષેપ** જીવને આત્માથી બહિર્મુખ રાખી આત્મજ્ઞાન થવા દેતા નથી. તેનું કારણ કે કારણના ગુણ કાર્યમાં આવતા હોવાથી, અને અંતઃકરણનું કારણ તમોગુણપ્રધાન હોવાથી તે પ્રધાનતા અંતઃકરણમાં આવે છે (જેમ દીપકની પાછળ અંધકાર રહેલો છે), અને આત્મજ્ઞાનને અટકાવે છે.

વળી કોઈ શંકા કરશે કે કર્મ કરનાર અને ભોગવનાર જીવ છે, તો ઇશ્વરની શી જરૂર છે ? અને વ્યાપક "**સર્વજ્ઞ**" ઇશ્વર અને "**અજ્ઞાની**" જીવ બંને એક જ પ્રદેશમાં (જીવના અંતઃકર-

---

* સત્ત્વગુણમાંથી વૈરાગ્ય, શાન્તિ, ઔદાર્ય, વગેરે **શાન્ત** વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. પરંતુ રજોગુણમાંથી રાગ, દ્વેષ, કામ. ક્રોધ, લોભ, યત્ન, વગેરે **ઘોર** વૃત્તિઓ ઉત્પન્ન થાય છે; અને તમોગુણમાંથી આલસ્ય, ભ્રાન્તિ, નિદ્રા, ભય, વગેરે **મૂઢ** વૃત્તિઓ ઉત્પન્ન થાય છે; જે અંતઃકરણમાં વિક્ષેપ ઉત્પન્ન કરી તેને આત્માભિમુખ થવા દેતી નથી.

ણમાં ) સાથે સાથે કેવી રીતે રહી શકે ? ઉત્તરઃ—ઈશ્વરની જરૂર એટલા માટે છે કે જીવ પોતે આ જન્મમાં કરેલાં કર્મ યાદ રાખી શકતો નથી, તો પછી પાછલા જન્મનાં કર્મ તો તેને યાદ રહે જ શી રીતે ? અને યાદ રાખી શકે નહીં તો તે તે કર્મનું ફળ ઉત્પન્ન શી રીતે કરી શકે ? તેથી તે સર્વ કર્મને જાણનાર કોઈ **સર્વજ્ઞ ચૈતન્યશક્તિ** હોવી જોઈએ; કારણ કે કર્મ જાતે જડ હોવાથી ચૈતન્યની **સહાયતા** વિના જાતે જ્ઞાનપૂર્વક ફળ આપી **શકે** નહીં અને સૃષ્ટિને રચી શકે નહીં. અને જ્ઞાન તો ચૈતન્યને જ હોઈ શકે, જડને નહીં. ચૈતન્ય વિના જડની પ્રવૃત્તિ જ બને નહીં. વળી જીવ પોતે પાપનું અનિષ્ટ ફળ ભોગવવાની ઇચ્છા કરે નહીં, અને પુણ્યનું ફળ પોતાની મરજી પ્રમાણે જલદી પ્રાપ્ત કરવાની તેની શક્તિ નથી. તેથી જીવનાં **સકળ** કાર્યોના જાણનાર અને તેને તે તે કર્મનું યોગ્ય ફળ **વિચારપૂર્વક** આપનાર અને તેનો સમય નક્કી કરનાર, તેમજ તેમને અનુકુળ સૃષ્ટિ રચનાર, કોઈ **નિયામક ચૈતન્યશક્તિ** હોવી જોઈએ. અને તે **અંતર્યામી ઈશ્વર** જ છે. વળી જેમ એક જ હૃદયમાં એક ક્ષણમાં **હર્ષ** અને બીજીમાં **શોક**, એક ક્ષણમાં **કામ** અને બીજીમાં **ક્રોધ**, એકમાં **રાગ** અને બીજીમાં **દ્વેષ** ઉત્પન્ન થાય છે, અને વળી પળમાં તેમનો **લય** થઈ તેમનું નામનિશાન રહેતું નથી— આ પ્રમાણે એક જ ચિત્ત તેમની **ઉત્પત્તિ** અને **લયને** કલ્પે છે; તેવી જ રીતે એક જ અંતઃકરણમાં ઈશ્વર અને જીવ **બંને ભાવ** રહેલા છે—માયાશક્તિએ એક જ સ્થળે કલ્પેલા છે. જેમ એક જ મઠાકાશમાં મહાકાશ છે તેમ ઘટાકાશ પણ છે; જેમ એક જ મકાનમાં મકાનપણું છે તેમ શહેરપણું પણ છે; તેવી રીતે એક જ

અંતઃકરણમાં ઇશ્વરભાવ પણ છે, અને જીવભાવ પણ છે.

આ સૂક્ષ્મ જગતનું વર્ણન કર્યું.

હવે આ જીવોના ભોગના સાધન સારૂ સ્થૂલ દેહ, ભોગ્ય પદાર્થ, વગેરે બનાવવાને માટે આકાશાદિ પાંચ સૂક્ષ્મ તત્ત્વોનું પંચીકરણ કરી—અમુક પ્રમાણમાં તેમનું મિશ્રણ કરી—ઇશ્વર તેમને સ્થૂલ બનાવે છે. તે એવી રીતે કે દરેક મહાભૂતના બબ્બે સરખા ભાગ કરી, દરેકના એકેક અડધા ભાગના ચાર ચાર સરખા ભાગ કરે છે. પછી બાકી રહેલા દરેક અડધીઆમાં—અડધા ભાગના મહાભૂતમાં—પોતાનાથી બીજાં ચાર મહાભૂતોના દરેક અડધીઆના ઉપર કહેલા ચતુર્થાંશોમાંથી એકેક ચતુર્થાંશ, એટલે કે આખા મહાભૂતનો એકેક અષ્ટમાંશ ઉમેરે છે. આનું નામ ભૂતોનું **પંચીકરણ** છે. આ પંચીકરણનો કોઠો નીચે પ્રમાણે છે:

**સ્થૂલ જગત —પંચીકરણ.**

| આકાશ. | વાયુ. | અગ્નિ. | જલ. | પૃથ્વી. | કુલ. | પંચીકૃત ભૂતો. |
|---|---|---|---|---|---|---|
| ૧/૨ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧ | પંચીકૃત આકાશ. |
| ૧/૮ | ૧/૨ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧ | પંચીકૃત વાયુ. |
| ૧/૮ | ૧/૮ | ૧/૨ | ૧/૮ | ૧/૮ | ૧ | પંચીકૃત અગ્નિ. |
| ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૨ | ૧/૮ | ૧ | પંચીકૃત જલ. |
| ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૮ | ૧/૨ | ૧ | પંચીકૃત પૃથ્વી. |

આ પ્રમાણે પાંચે મહાભૂતો સૂક્ષ્મથી સ્થૂલ રૂપ થયાં. તેમાંથી ઇશ્વરે **બ્રહ્માંડ** ઉત્પન્ન કર્યું. તે બ્રહ્માંડમાં જૂદાં જૂદાં પ્રાણીઓને રહે-

વાનાં સ્થાન તરીકે ૧. ભૂઃ (પૃથ્વી), ૨. ભુવઃ ( અંતરિક્ષ—સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચમાં આવેલું), ૩. સ્વઃ (સ્વર્ગ), ૪. મહઃ, ૫. જનઃ, ૬. તપઃ, અને ૭. સત્ય (બ્રહ્મલોક)—એ સાત લોક, અને ૧. અતલ, ૨. સુતલ, ૩. વિતલ, ૪. રસાતલ, ૫. તલાતલ, ૬. મહાતલ, અને ૭. પાતાલ એ સપ્ત પાતાલ મળીને **૧૪ ભુવન** ઉત્પન્ન કર્યાં. અને તે ભુવનોમાં પ્રાણીઓના ભોગને યથાયોગ્ય અન્ન (ભોગ્ય) અને ભોગના સાધન રૂપ સ્થૂલ શરીરો (ભોગાશ્રય) ઉત્પન્ન કર્યાં. આ સકળ સ્થૂલ સૃષ્ટિ-સમષ્ટિ સ્થૂલદેહ—ના અભિમાની થવાથી તેમાં હિરણ્યગર્ભ "**વિરાટ્**" રૂપ થઈ "**વૈશ્વાનર**" કહેવાયા. અને તેના જ વ્યષ્ટિ રૂપ અંશો—સ્થૂલ શરીરો*—ની ઉપાધિના અભિમાની થઈને તૈજસ જીવો "**વિશ્વ**" નામથી—એટલે કેટલાક "**દેવ**" નામથી, કેટલાક "**નર**" નામથી કેટલાક "**તિર્યક્**" (સર્પાદિ) વગેરે નામથી ઓળખાય છે. અને તે દેવાદિ જીવો પોતાના દેહની સાથે **તાદાત્મ્યાભિમાન ધારણ કરીને શબ્દાદિ બાહ્ય પદાર્થોને જ**

---

* આ ત્રણ શરીરો( કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ )માં પાંચ પડદા (કોશ) રહેલા છે; તે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય. અને આનન્દમય કોશ છે. **અન્નમય કોશ** અન્નના વિકાર રૂપ પડદો છે, જે આત્માને ઢાંકે છે. આ અન્નમય કોશ અથવા સ્થૂલ દેહ સ્વપ્નમાં જોવામાં આવતો નથી. સૂક્ષ્મદેહમાં ત્રણ કોશ (પડદા) રહેલા છે—પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય. પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો મળીને **પ્રાણમય** કોશ થયેલો છે. મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને **મનોમય** કોશ, અને બુદ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને **વિજ્ઞાનમય** કોશ થયેલો છે. આ ત્રણ કોશ સહિત સૂક્ષ્મદેહ

જુએ છે, પરંતુ પોતાના **પ્રત્યક્* ( સાક્ષી ) સ્વરૂપ** આત્માને ઓળખતા નથી.

આ સ્થુલ જગત્ છે. એક જ ચૈતન્ય હવે સ્થૂલ રૂપે **જડ દેખાય છે.** આ **જડતા** પણ એક ગુણ છે. તે જડતા માયાનો સ્વભાવ છે–માયા(આદ્ય સ્ફુરણ)માંની તમોગુણપ્રધાન પ્રકૃતિમાંના તમોગુણનું રૂપાન્તર માત્ર છે, તેનું કાંઇ તત્ત્વ નથી. જેમ તમોગુણનું કાંઈ સ્વરૂપ નથી અને તેથી જેમ જીવમાં તમોગુણ ઉદય પામે છે અને વળી લય પામે છે; તેવી રીતે સ્થુલ શરીરો તેમજ બીજા જડ પદાર્થોની જડતા પણ તમો ગુણનું રૂપાન્તર હોવાથી તેનો પણ ઉદય તેમ લય પણ થાય છે. તેનું વાસ્તવિક કાંઈ સ્વરૂપ નથી. આ જડતા વ્યાપક ચૈતન્યના એક ભાગમાં માત્ર સ્ફુરેલી છે—દેખાવ માત્ર છે. તત્ત્વથી કાંઈ નથી. ( જેમ સ્વપ્નમાં મિથ્યા જડ પદાર્થો ભાસે છે. )

આ પ્રમાણે આ સકળ જગત્ ત્રણ ગુણ રૂપ છે. અને સર્વ વ્યવહાર પણ ગુણોનો જ છે. **गुणा गुणेषु वर्तन्ते॥ गीता. ३-२८ ॥** માટે આ જડતા પણ ગુણ રૂપ હોવાથી લય પામનારી છે, કેમકે તેનું

---

સુષુપ્તિમાં પ્રતીત થતો નથી, જો કે તે વખતે આત્મા તો સ્ફુરે છે જ. અને પ્રિય, મોદ, પ્રમોદ, આદિ સુખવૃત્તિઓ સહિત કારણદેહમાં રહેલો સત્ત્વગુણ **આનન્દમય** કોશ છે. આ આનન્દમય કોશ તે જ જીવ છે. આ આનન્દમય કોશ સમાધિમાં પ્રતીત થતો નથી, જો કે સમાધિમાં આત્માનું સ્ફુરણ તો છે. તેથી આત્મા આ ત્રણે શરીરો (પાંચે કોશો)થી જૂદો છે.

***प्रत्यक्=प्रति प्रति अंचति इति प्रत्यक्**=જે દરેક શરીરને પ્રકાશે છે તે.

કાંઇ તત્ત્વ નથી. તત્ત્વ તો આ જડતાના આધાર રૂપ બ્રહ્મચૈતન્ય જ છે. તેથી શ્રવણ મનનાદિ દ્વારા એ જડતાનો લય માયામાં, અને માયાનો લય ચૈતન્યમાં કરતાં ઉપાધિરહિત ચૈતન્ય સિવાય કાંઈ રહેતું નથી.

માટે આ **સ્થૂલતા—જડતા**-આદ્ય સ્ફુરણ રૂપ **માયાશક્તિનું** રૂપાન્તર માત્ર છે. અને આ **જડ અને ચેતન** સકળ જગત્ તે સ્ફુરણનું કાર્ય હોવાથી તેનો લય પણ તેમાં જ થાય છે. આ સર્વ જગત્ ત્રણ ગુણનું બનેલું છે—ત્રિગુણાત્મક છે, બીજું કાંઇ નથી. તેથી ગુણોના લય સાથે તેનો પણ લય થાય છે. **ઇશ્વર** સત્ત્વ ગુણને લીધે **સર્વજ્ઞ** હોઈ અંતર્યામી છે, તેથી સત્ત્વગુણ રૂપી ઉપાધિનો લય થતાં ઈશ્વર **બ્રહ્મ** રૂપે શેષ રહે. **જીવ** અવિદ્યાને લીધે **અજ્ઞાની** છે; તેથી અવિદ્યાનો લય ત્રિગુણાત્મક પ્રકૃતિમાં થતાં જીવ પણ **કૂટસ્થ બ્રહ્મ** રૂપે શેષ રહે છે. અને **જડ જગત્** તમોગુણની ઉપાધિને લીધે **જડતા** વાળું દેખાય છે, વાસ્તવિક રીતે તો જડ જગત્ પણ શુદ્ધ ચૈતન્યનો જ તેવો (જડ) દેખાવ છે. આ **જડતા** તમોગુણનું સ્ફુરણ માત્ર છે. તેથી તમોગુણના લય સાથે આ દેખીતી જડતાનો પણ લય થઈ તે (જડ સૃષ્ટિ) પણ શુદ્ધ ચેતન રૂપે ભાસશે, કેમકે દેખીતી જડતા પાછળ શુદ્ધ ચૈતન્ય જ છે.

ચેતન્ય વિના જડતાની સ્થિતિ જ નથી—**સત્ય સ્વરૂપ** ચૈતન્યના આધાર વિના **અસત્ય જગત્** સ્થિતિ પામે નહીં. ચૈતન્યના પ્રકાશ વિના જડતા ભાસે પણ નહીં. આ **અસત્ય—અનિત્ય—જગત્‌ની ઉત્પત્તિ અને નાશનો આત્મા સાક્ષી હોવાથી.** અને **આત્માની ઉત્પત્તિ કે નાશનો કોઇ સાક્ષી નહીં હોવાથી,**

આત્મા જ એક નિત્ય (સત્ય) વસ્તુ છે, કેમકે **નિત્ય સાક્ષી** વિના કોઈ વસ્તુની સ્થિતિ કે લય સિદ્ધ થઈ શકે નહિ. માટે આત્માનો બાધ કોઇ કાળે નથી. પરંતુ જગતના બાધનો તે સાક્ષી હોવાથી તે નિત્ય છે. અને આ નિત્ય આત્માને જાણવો–તેનો સાક્ષાત્કાર કરવો–તે જ મુક્તિનો માર્ગ છે, અને તે જ જીવનનો હેતુ છે.



**૫. મુક્તિના માર્ગનો ક્રમ–નિષ્કામ કર્મ, સગુણોપાસના ( ઇશ્વરોપાસના ), નિર્ગુણોપાસના, અને લયચિંતન (આત્મવિચાર); ઇશ્વરોપાસનાની જરૂર અને તેનું ફળ; નિર્ગુણોપાસના અને તેનું ફળ; જગતનું માયામયત્વ–કલ્પિતત્વ, અને સચ્ચિદાનન્દ અદ્વિતીય બ્રહ્મનું સત્યત્વ; મુક્તિનું સાધન—જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન (બ્રહ્મજ્ઞાન).**



પરંતુ આ સાક્ષાત્કાર કરવાને માટે **૧. નિષ્કામ કર્મ, ૨. સગુણોપાસના એટલે ઇશ્વરોપાસના, ૩. નિર્ગુણોપાસના.** અને **૪. લયચિંતન**—એ ક્રમથી આગળ વધવું જોઇએ.

તેનું કારણ એ છે કે **ચિત્તશુદ્ધિ** પ્રાપ્ત કર્યા વિના—મનનો મેલ ધોયા વિના—જ્ઞાનપ્રાપ્તિને માટે ઉપાસના કે આત્મવિચારમાં મનનો પ્રવેશ થઇ શકતો જ નથી. જ્યાંસુધી મનમાં કામક્રોધ, રાગદ્વેષ, આદિ **વિક્ષેપ (મલ)** રહેલો છે, ત્યાંસુધી મન આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાના

માર્ગમાં જઈ શકતું નથી—આત્મજ્ઞાનની અભિરૂચિ પણ થતી નથી. પરંતુ આ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરવાનો માર્ગ **નિષ્કામ કર્મ** છે. કર્મનું ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છા ન કરવાથી ધીમે ધીમે ચિત્ત વિકારરહિત થતું જાય છે. માટે નિષ્કામ કર્મ એ પ્રથમ પગથીઉં છે.

પરંતુ આ નિષ્કામ કર્મબુદ્ધિ પણ **સત્સમાગમ** વિના થઇ શકતી નથી: કેમકે નિષ્કામ કર્મબુદ્ધિ **વિવેક** (સત્ અને અસતના સામાન્ય જ્ઞાન)થી ઉત્પન્ન થાય છે, અને સત્સમાગમ વિના વિવેક પણ પ્રાપ્ત થતો નથી. **માટે પ્રથમ સત્સમાગમ કરવો,** જેથી વિવેકબુદ્ધિ ઉત્પન્ન થઈ નિષ્કામ કર્મબુદ્ધિ પ્રાપ્ત થશે, અને નિષ્કામ કર્મબુદ્ધિથી કર્મ કરતાં ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થશે.

ચિત્તશુદ્ધિની જરૂર એટલા માટે છે કે તે વિના **ઇષ્ટમાં ભાવના** ઉત્પન્ન થતી નથી: અને ઇષ્ટમાં ભાવના થયા વિના **ઇષ્ટની ઉપાસના** પણ બની શકે નહીં. ચિત્તશુદ્ધિમાં ખામી હોય તો ભાવનામાં પણ ખામી આવે છે. અને ભાવનામાં ખામી આવવાથી સંશય ઉત્પન્ન થઈ ઉપાસનામાં પણ ખામી આવે છે. જેમ ગોપીઓને અહંકારવૃત્તિ થતાં શ્રીકૃષ્ણનો વિયોગ થયો હતો.

માટે ચિત્તશુદ્ધ પ્રાપ્ત કર્યા પછી ઇષ્ટ—ઇશ્વર—ની(સગુણ બ્રહ્મની) ઉપાસના કરવી જોઇએ: તેનું કારણ કે આત્મવિચાર—બ્રહ્મચિંતન—કરવામાં **ચિત્તની એકાગ્રતાની** જરૂર છે અને તે એકાગ્રતા ઇશ્વરોપાસના વિના પ્રાપ્ત થતી નથી. માટે નિષ્કામ કર્મ પછી બીજું પગથીઉં **ઇશ્વરોપાસના** છે.

ઉપાસ્ય જે સચ્ચિદાનન્દ સ્વરૂપ શુદ્ધ આત્મા તેની **સર્વ**.પ

**ચિત્તની સ્થિતિ** કરવી તેનું નામ **ઉપાસના** છે. પરંતુ સચ્ચિદાનન્દ સ્વરૂપ શુદ્ધ આત્માની સમીપ ચિત્તની સ્થિતિ ચિત્તની એકાગ્રતા થયા વિના થઈ શકતી નથી. અને આ એકાગ્રતા ઈશ્વરોપાસના(સગુણ બ્રહ્મની ઉપાસના )વિના પ્રાપ્ત થઇ શકતી નથી. તેથી શુદ્ધ આત્માની સમીપ જવાનું પહેલું પગથીઉં **ઇશ્વરની સમીપ જવું**—સગુણ બ્રહ્મની પાસે જવું—સગુણોપાસના કરવી—તે છે. એકદમ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા પાસે જઇ શકાતું નથી, ક્રમે ક્રમે જવાય છે. માટે પ્રથમ દરેક વ્યક્તિએ સગુણોપાસના દ્વારા જ આગળ વધવું જોઇએ. તે વિના નિર્ગુણ બ્રહ્મની ઉપાસના—નિર્ગુણોપાસના—માં ચિત્ત ઠરી શકતું નથી. આ જન્મમાં કે પૂર્વ જન્મમાં ઇશ્વરોપાસનામાંથી પસાર થયા વિના આત્મચિંતન ( બ્રહ્માભ્યાસ ) બની શકે જ નહિં. જેણે પાછલા જન્મમાં ઇશ્વરોપાસના કરી ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી છે, તેને આ જન્મમાં તેના સંસ્કાર ઉદય પામી ઇશ્વરોપાસના વિના પણ આત્મચિંતન સંભવે છે. પરંતુ જેણે પૂર્વ જન્મમાં તે કરી નથી, તેણે તો આ જન્મમાં કે પુનર્જન્મમાં તે કરવી જ પડશે. તેનું કારણ કે દરેક માણસ અનેક પ્રકારની નીચ યોનિમાંથી પસાર થઇ મનુષ્ય દેહ પ્રાપ્ત કરેલો હોવાથી તેના હૃદયમાં સ્વાભાવિક રીતે પશુવૃત્તિઓ રહેલી છે, જેથી પશુની પેઠે તેનામાં વિવેકબુદ્ધિ એકદમ આવતી નથી. આ વિવેકબુદ્ધિ અનેક કષ્ટો સહન કરતાં **સત્સમાગમ** કરવાથી પ્રકટ થાય છે. ત્યાર પછી તેને સંસારના બંધનમાંથી મુકત થવાની ઇચ્છા થવાથી તે નિષ્કામ કર્મ કરવાનું શીખે છે. અને તે દ્વારા તે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરે છે. પરંતુ તેટલા માત્રથી આત્મજ્ઞાન થતું નથી. તેથી તેણે પ્રથમ પોતાનાથી ઉપરની કોટિના મૂર્તિમાન—સગુણ—માયાવિશિષ્ટ ઇશ્વરની સમીપ જવાનું કહ્યું છે. અને મૂર્તિમાન

સ્વરૂપની ઉપાસના—ધ્યાન—વડે ચિત્તને એકાગ્રતા કરતાં શિખ્યા પછી તે ચિત્તને નિર્ગુણ ઉપાધિ રહિત શુદ્ધ બ્રહ્મની ઉપાસનામાં લગાડવું જોઈએ છીએ, કેમકે નિર્ગુણ બ્રહ્મના જ્ઞાન વિના મોક્ષ નથી.

આ પ્રમાણે નિર્ગુણોપાસના વડે ચિત્તને વિક્ષેપરહિત કરવાથી જ શુદ્ધ આત્માને વિશે તે એકાગ્ર બની આત્મચિંતન કરવાને અ-ધિકારિ બને છે, અને ત્યારે જ "લયચિંતન" કરી શકે છે. ચિત્ત વાસનારહિત બની સંપૂર્ણ રીતે એકાગ્ર થયા વિના લયચિંતન બની શકતું નથી. અને આ લયચિંતન કરવું તે જ **સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ**નો સાક્ષાત્કાર કરવાનો (બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો) માર્ગ છે. તે જ ખરેખરો **મોક્ષમાર્ગ** છે.

આ ઉપરથી સમજાશે કે ઈશ્વરોપાસના માત્રથી મુક્તિ નથી, તેમ ઈશ્વરના અંશ રૂપ વિષ્ણુ, સૂર્ય, મહાદેવ, ગણેશ, અને શક્તિ, એ દેવતાઓની ઉપાસના માત્રથી પણ મુક્તિ નથી. ઉપાસના તો ફક્ત એક પ્રકારનું મુકિતસાધન છે, જે વડે ચિત્તના વિકાર(રાગાદિ) નિવૃત્ત થઈ ચિત્તની લક્ષ્યમાં (આત્મામાં) એકાગ્રતા થાય છે. મુકિત તો બ્રહ્મજ્ઞાન વિના થતી જ નથી. **ऋते ज्ञानान्न मुक्तिः॥श्रुतिवाक्य ॥** પરંતુ ઈ-શ્વરની ઉપાસના બ્રહ્મજ્ઞાન મેળવવામાં એક સાધન માત્ર છે—પ્રથમ પગથીઉં છે. પરંતુ જેનાથી અંતર્યામી સ્વરૂપની ઉપાસના બની શકે નહિં તેમને માટે વિષ્ણુ આદિ અંશસ્વરૂપોની ઉપાસના કહી છે. જેના ધ્યાનથી ચિત્ત એકાગ્ર થાય છે. પરંતુ તે ધ્યાન પણ તે તે દેવતાને ભિન્ન ઈશ્વર માનીને કરવાની નથી, પરંતુ પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે જે જે સ્વરૂપને "ઇષ્ટ" દેવતા તરીકે સ્વીકારવામાં આવે, તેને ઈશ્વર તરીકે—તેઓ એક ઈશ્વરના અંશ હોવાથી ઈશ્વર રૂપ છે એમ જાણીને-

કરવાની છે. મતલબ કે ગીતામા કહ્યા પ્રમાણે ભિન્નપણાથી નહીં, પરંતુ બધાને એક રૂપ જાણીને એક બીજાથી વિરૂદ્ધતા કર્યા વિના કરવી જોઇએ, કેમકે **સર્વ ઉપાસ્યો ઇશ્વરનાં જ સ્વરૂપો છે:**

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ गी० ७–७ ॥**

પણ જો ભિન્નપણાથી કરવામાં આવે તો વિષ્ણુનો ઉપાસક વિષ્ણુને પામશે, ઇશ્વરને નહિં; મહાદેવ । ઉપાસક મહાદેવને જ પામશે; તે જ પ્રમાણે અન્ય દેવતાનું સમજવું. પરંતુ ઇશ્વરનો ઉપાસક જ ઇશ્વરને પામશે. છતાં ઇશ્વરને પામનાર મનુષ્યને પણ આખરે નવી સૃષ્ટિ સમયે પુનર્જન્મ લેવો પડશે, કેમકે તે ઉપાસના પણ માયાવિશિષ્ટ બ્રહ્મની-નિર્ગુણ બ્રહ્મની નહીં-હોવાથી **જીવપણું નષ્ટ થતું નથી**-લય પામતું નથી. પ્રલયકાલે પણ જીવપણાના સંસ્કાર રહેતા હોવાથી મુક્તિ થતી નથી. મુક્તિ તો નિર્ગુણની ઉપાસના વિના-નિર્ગુણની ઉપાસના એટલે લયચિંતન દ્વારા નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન પામ્યા વિના-છે જ નહીં. તેટલા માટે જ ઇશ્વર સહિત સકળ જગતનો—ત્રિગુણાત્મક માયાનો-ત્રણે ગુણોનો-લય કરી શુદ્ધ નિર્ગુણ રૂપ થવાનું કહ્યું છે. માટે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી ઉત્તમ છે.

તેનું કારણ કે નિર્ગુણોપાસના સગુણોપાસના કરતાં બ્રહ્મજ્ઞાનની વધારે નજીક છે. તેથી દૂર સગુણોપાસના છે, સગુણોપાસનાથી દૂર વિષ્ણુ આદિ પંચાયતન દેવતાની ઉપાસના છે. તે સિવાય અન્ય દેવતાઓ જેવા કે યક્ષ વગેરેની ઉપાસના તેથી પણ દૂર છે, અને જપતપાદિ તેથી પણ કનિષ્ટ સાધન છે. માટે જેટલે દરજ્જે સાધ-

નની કનિષ્ટતા હોય, તેટલે દરજ્જે જ્ઞાનપ્રાપ્તિની દૂરતા સમજવી. તેથી જેમ બને તેમ જ્ઞાનની વધારે ને વધારે નજીકનું સાધન ગ્રહણ કરવું જોઇએ.

આ સંબંધમાં **શ્રી વિદ્યારણ્ય સ્વામીએ** વિરાટ્ સ્વરૂપનું વર્ણન કરતાં **શ્રીપંચદશીમાં** કહ્યું છે કેઃ—

**ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेन्द्रवह्नयः ।**
**विघ्नभैरवमैरालमारिकायक्षराक्षसाः ॥ ६–२०६ ॥**
**विप्रक्षत्रियविट्शूद्रागवाश्वमृगपक्षिणः ।**
**अश्वत्थवटचूताद्या यवव्रीहितृणादयः ॥ ६–२०७ ॥**
**जलपाषाणमृत्काष्ठवास्यकुद्दालकादयः ।**
**ईश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः ॥ ६–२०८ ॥**

" ઇશ્વર ( અંતર્યામી ), સૂત્રાત્મા ( હિરણ્યગર્ભ સ્વરૂપ ), અને વિરાટ્–ત્રણે સમષ્ટિ સ્વરૂપો; બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર–ત્રણે વ્યષ્ટિ સ્વરૂપો; ઇંદ્ર, અગ્નિ, વગેરે દેવો; વિઘ્નેશ, ભૈરવ, મરિકા, વગેરે સૂક્ષ્મ શરીરવાળા દેવયોનિ સ્વરૂપો; યક્ષ, રાક્ષસ, વગેરે સ્થૂલ યોનિઓ; વિપ્ર, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર મનુષ્યો; ગાય, ઘોડા, વગેરે પશુઓ; પક્ષીઓ; પીપળો, વડ, આંબો, વગેરે જાતનાં વૃક્ષો; જવ, ડાંગર, ઘાસ, વગેરે વનસ્પતિઓ; જલ, પાષાણ, મૃત્તિકા, કાષ્ટ, સુતારનો વાંસલો, કોદાળો, વગેરે સ્થૂલ પદાર્થો; એ વગેરે રૂપી જગતના સકળ પદાર્થો **ઇશ્વરો** જ છે–ઇશ્વિરના જ અંશો છે. અને પ્રત્યેકને ઇશ્વર તરીકે પૂજતાં તે તે ફળ આપનારા છે.

આ સગુણોપાસના બે પ્રકારની છે—**સકામ** અને **નિષ્કામ.**

**સગુણોપાસનાનું ફળ.**

સકામ ઉપાસના સાંસારિક સુખની પ્રાપ્તિને માટે હોવાથી તેનું ફળ **બંધ** છે. પરંતુ નિષ્કામ ઉપાસના સંસારમાંથી નિવૃત્તિ ( મુક્તિ ) મેળવવાને માટે હોવાથી પારમાર્થિક સુખને આપનારી છે. તેટલા માટે શ્રુતિમાં કહ્યું છે કે " **તે યથાયથોપાસતે તદેવ भवन्ति** ॥—જે જેવી જેવી ઉપાસના કરે છે તે તેવો તેવો થાય છે—તેને તેવું તેવું ફળ મળે છે. સાત્વિક વૃત્તિથી કરેલી ઉપાસનાનું ફળ વ્યાવહારિક જ્ઞાનપ્રાપ્તિ અને સુખ છે, રાજસિકનું ફળ દુઃખ છે, અને તામસિકનું ફળ મોહ છે. બ્રહ્મજ્ઞાન તો સાત્વિકાદિ ત્રણે વૃત્તિઓનો ત્યાગ કરી નિષ્કામ વૃત્તિથી—સંસારમાંથી મુક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા માત્રથી—કરેલી ઉપાસના વડે જ પ્રાપ્ત થાય છે. માટે સાંસારિક ફળની ઇચ્છા નહિં રાખતાં પારમાર્થિક વૃત્તિથી જ ઇશ્વરોપાસના કરવાની કહી છે.

## મુક્તિનું સાધન તો બ્રહ્મજ્ઞાન જ.

આ સગુણ બ્રહ્મની ઉપાસનાનું ફળ કહ્યું. પરંતુ તેથી મુક્તિ નથી. મુક્તિનું સાધન તો બ્રહ્મજ્ઞાન જ છે.

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।**
**स्वप्रबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ पंच० ६-२१०॥**

ઇશ્વરોપાસનાનું ફળ સાંસારિક છે, કેમકે સંસાર અને ઇશ્વર બંને માયિક છે, અને માયિક પદાર્થની ઉપાસનાનું ફળ પણ માયિક છે. પરંતુ જેવી રીતે પોતે નિદ્રામાંથી જાગ્યા વિના—નિદ્રામાંથી પોતે

જ જાગૃત થયા વિના—પોતાની નિદ્રાએ કલ્પેલું સ્વપ્ન નિવૃત્ત થતું નથી; તેવી રીતે બ્રહ્મજ્ઞાન પામ્યા વિના—પોતાના અજ્ઞાનમાંથી પોતે જાગૃત થયા વિના—પોતાના અજ્ઞાને કલ્પેલું આ **સંસાર રૂપી સ્વપ્ન** નિવૃત્ત થતું જ નથી—તેમાંથી મુક્તિ મળતી જ નથી.

પરંતુ બધાને એકદમ નિર્ગુણોપાસના ઉપર શ્રદ્ધા થતી નથી. તેથી પ્રથમ નિષ્કામ વૃત્તિથી સગુણોપાસના—ઇશ્વર સ્વરૂપની ઉપાસના—કરવાની કહી છે, જેથી ચિત્તનો વિક્ષેપ દૂર થઇ નિર્ગુણોપાસનાને માટે એકાગ્ર ચિત્ત વાળા થઈ શકાય છે.

વળી ઇશ્વિરોપાસના માત્રથી પણ મુક્તિ નથી, કેમકેઃ—

**अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।**
**ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥ पंच० ६-२११ ॥**

"ઇશ્વિર, જીવ, વગેરે રૂપે સ્થિત થયેલું આ **જડ** અને **ચેતન** રૂપ સકળ જગત્ અદ્વિતીય બ્રહ્મતત્ત્વમાં **સ્વપ્નતુલ્ય** છે—ત્રિગુણાત્મક હોઇ **સ્વપ્નવત્ મિથ્યા** છે." અને મિથ્યા છતાં તેને સત્ય માનીએ છીએ.

આ પ્રમાણે ઇશ્વર સ્વરૂપ પણ સ્વપ્ન તુલ્ય છે. તેથી તેની ઉપાસના પણ એક પ્રકારના સ્વપ્ન જગતમાં જ લઈ જાય છે. જો કે તે ઉપાસના ઉત્તમ પ્રકારની હોઇ જ્ઞાનની નજીક લઇ જનારી છે, જેમ સ્વપ્નનો મિથ્યા વાઘ મિથ્યા સ્વપ્નને નષ્ટ કરે છે, છતાં ઇશ્વર રૂપી સ્વપ્નની પણ પેલી પાર નિકળી નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવાથી જ મુક્તિ મળે છે, કેમકે તે ઉપાસનાથી જ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. અને **બ્રહ્મજ્ઞાન સિવાય બીજા કોઇ ઉપાયે મુક્તિ નથી.**

વળી આ જગતને **ઇંદ્રજાલ** અને **માયા** * રૂપ કહ્યું છેઃ—

**एतस्मात्किमिवेन्द्रजालमपरं यद्गर्भवासस्थितं ।**
**रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानाङ्कुरम् ॥**
**पर्यायेण शिशुत्वयौवनजरावेशैरनेकैर्वृतं ।**
**पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥**
**पंच० ६-१४७ ॥**

**देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।**
**क्व धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥ ६-१४८॥**

"ગર્ભવાસમાં રહેલું વીર્યનું જે એક બિંદુ હસ્ત, મસ્તક, પગ, વગેરે પ્રકટ થયેલા અનેક અંકુરવાળું થઇને ચેતન જેવો વ્યવહાર કરે છે; વળી તે જ બિંદુ ક્રમે કરીને શિશુત્વ, યૌવન, અને વૃદ્ધાવસ્થા રૂપી અનેક વેશો ધારણ કરીને દેખે છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, જાય છે, અને આવે છે;—એક જડ બિંદુ શરીર રૂપ થઇને તથા ચેતન રૂપ થઇને આવા આવા વ્યવહાર કરે છે, તેના જેવું **બીજું કયું ઇંદ્રજાલ** છે? (૧૪૭). (આટલાથી ખાતરી ન

* **माया=मा+या, मा**=નહીં અને **या**=પ્રાપ્તિ, જેની પ્રાપ્તિ નહીં તે. જે કોઇને પણ પ્રાપ્ત થાય તેવી નથી. માયા સદ્રૂપ નથી, તેમ અસદ્રૂપ પણ નથી. તે સદ્રૂપ નથી, કેમકે મુક્તિકાળે અને પ્રલયકાળે તેનો લય થાય છે. તે અસદ્રૂપ પણ નથી, કેમકે વ્યક્ત રૂપ થઇને તે ભાસે છે. અને તેનામાં અચિન્ત્ય રચના કરવાની શક્તિ હોવાથી તે દુર્ઘટ રચના રચી શકે છે.

ચલી હોય તો) દેહની પેઠે વડના ઝાડના સૂક્ષ્મ બીજ વગેરેનો વિચાર કરીને જો, કે ક્યાં આવું સૂક્ષ્મ બીજ અને ક્યાં તેમાંથી મહાન વૃક્ષનું ઉત્પન્ન થવું ? આ પ્રમાણે **સૂક્ષ્મ બીજ મહાન વૃક્ષરૂપ થઇને દેખાય છે,** તેથી આ **સર્વ માયા** છે એવો નિશ્ચય કરો." (૧૪૮).

મતલબ કે વીર્યના **એક** બિંદુનું **હસ્તાદિ** અંકુરવાળા શરીર રૂપ થવું; તે જ સ્થૂલ જડ બિંદુનું ચેતન રૂપ થવું; તે જ બિંદુનું શિશુત્વાદિ **અવસ્થાને** પ્રાપ્ત થવું; વળી રૂપાન્તર પ્રાપ્ત કરીને તે જ બિંદુ જુએ, ખાય, વગેરે ક્રિયાઓ કરે; **અને** તેની કાંઇ સમજ પડે નહિ: **આના જેવું વિસ્મયાત્મક બીજું કયું ઇંદ્રજાલ હોઇ શકે?** વળી વડના સૂક્ષ્મ બીજમાં મહાન વડ અને અનેક વડનાં અનેક ગુપ્ત બીજ, અને તે ગુપ્ત રહેલાં અનેક બીજોમાં ગુપ્ત રહેલા અનેક મહાન વડ અને બીજ—એ સર્વ કેવી રીતે રહી શકે ? માટે જ **આ સર્વ માયા** જ છે, બીજું કાંઇ નથી. નથી **સત** કે નથી **અસત. કલ્પિત** છે, વાસ્તવિક નથી. **સ્ફુરણ** માત્ર છે. મૃગજલના જેવો મિથ્યા દેખાવ છે. અને જેમ મૃગજલને મૃગ મિથ્યા નહીં જાણતો હોવાથી તેની પાછળ દોડે છે, પરંતુ મનુષ્ય તેને મિથ્યા જાણતો હોવાથી તે દેખાયા છતાં તેને લેવા જતો નથી: તેવી રીતે અજ્ઞાની જીવ આ સંસારને મિથ્યા નહીં જાણતો હોવાથી તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, પરંતુ જ્ઞાની તેનું અસત્પણું જાણતા હોવાથી તેમ કરતા નથી. માટે આ જગત મિથ્યા છે. **સત્ય વસ્તુ તો એક બ્રહ્મ** જ છે, જે સર્વનો **સાક્ષી** હોઇ—શુદ્ધ જ્ઞાનસ્વરૂપ જાણનાર હોઇ—સર્વથી જૂદો છે.

આ જ્ઞાન સ્વરૂપ સાક્ષી ગઇ કાલે હતો, આજે છે, આવતી કાલે રહેશે. માટે ભૂત કાળમાં હતો, ભવિષ્ય કાળમાં પણ રહેશે. તેથી તે **નિત્ય** છે, અને તેથી **સત્ય** છે. તેમજ વળી તે સર્વ અ-સત્ પદાર્થોનું અધિષ્ઠાન હોવાથી પણ સત્ય છે. માટે તે **સત્** સ્વરૂપ છે.

આ સાક્ષી આત્મા જ્ઞાન સ્વરૂપ હોવાથી મનના સંકલ્પ વિક-લ્પને જાણે છે. તેના અભાવને પણ જાણે છે, તેથી તેનાથી જૂદો છે. તે સુખ દુઃખને જાણે છે, સુખ દુઃખના અભાવને જાણે છે–તેનો સાક્ષી છે, તેથી તે સુખ દુઃખથી જૂદો છે. તે નિદ્રાને જાણે છે, નિદ્રાના અભાવને જાણે છે, તેથી નિદ્રાથી જૂદો છે. તે જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનો સાક્ષી હોવાથી તે ત્રણે દેહથી જૂદો છે–દેહ રૂપ નથી. આનન્દમયથી અન્નમય કોશ પર્યંત પાંચે કોશોનો તે સાક્ષી હોવાથી તે કોશોથી પણ તે જૂદો છે. તે અજ્ઞાનને જાણે છે, અજ્ઞાનના અભાવને પણ જાણે છે, તેથી અજ્ઞા-નથી જૂદો છે, અજ્ઞાન રૂપ નથી. જ્ઞાન સ્વરૂપમાં અજ્ઞાન હોઇ શકે નહીં. **આ અજ્ઞાન પણ કલ્પિત જીવનું છે, ચૈતન્ય સ્વરૂપ આત્મામાં અજ્ઞાન હોઇ શકે નહીં.** માટે અજ્ઞાન પણ કલ્પિત છે.

માટે આત્મા સાક્ષી રૂપ–જાણનાર રૂપ–શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છે. વળી તે સર્વ જડ પદાર્થોનો પ્રકાશક પણ છે–જડ પદાર્થ ચૈતન્યના પ્રકાશ વિના પોતાની મેળે ભાસે પણ નહીં. માટે તે **ચિત્** સ્વરૂપ છે.

વળી આત્મા પરમ પ્રેમનું સ્થાન હોવાથી તે **આનન્દ** સ્વરૂપ છે.

આ સચ્ચિદાનન્દ સ્વરૂપ આત્મા સર્વ શરીરોમાં એક રૂપ જ

છે, સ્વરૂપે જૂદા જૂદા નથી. તેથી તે **નિત્ય**, તેમ **એક**–અદ્વિતીય–છે. ફક્ત શરીરો રૂપી ત્રિગુણાત્મક ઉપાધિઓ જૂદી જૂદી છે–ત્રિગુણાત્મક અજ્ઞાન અને તેનાં રાગદ્વેષાદિ કાર્યોની ન્યૂનાધિકતા પ્રમાણે કલ્પિત જીવો જૂદા જૂદા કહેવાય છે. આત્મા તો અજ્ઞાન રહિત શુદ્ધ જ્ઞાન સ્વરૂપ જ છે. અને તે નિત્ય અને અદ્વિતીય હોવાથી તેનો પ્રકાશ કરનાર બીજું કોઇ નથી. તેથી તે **સ્વયંપ્રકાશ** છે.

**આ સર્વ વ્યાપક ચૈતન્ય( બ્રહ્મ )માં શરીરને કે સૃષ્ટિને રહેવાનો અવકાશ જ નથી.** છતાં તે દેખાય છે, માટે મિથ્યા છે. સત્ય સ્વરૂપ તો એક શુદ્ધ અદ્વિતીય આત્મા જ છે. બાકી સર્વ કલ્પિત દેખાવ માત્ર છે. માટે જીવ, ઇશ્વર, અને અચેતન સૃષ્ટિ રૂપી મિથ્યા જગતનો તેના કારણ રૂપ આદ્ય સ્ફુરણ ( માયાશક્તિ )માં લય કરી, અને માયાનો શુદ્ધ ચૈતન્યમાં લય કરી, શુદ્ધ આત્મ સ્વરૂપે સ્થિત થવું–જીવ બ્રહ્મની એકતા પ્રાપ્ત કરવી–તે જ જીવનનું સાર્થક છે.

---

**૬. મુક્તિનો માર્ગઃ–ૐકાર–લયચિંતન; ૐકાર, જીવ, અને ઈશ્વરની ચાર અવસ્થાઓ; જીવ ઈશ્વર, અને સૃષ્ટિના લયનું ચિંતન; લયચિંતનથી મુક્તિ–શુદ્ધ આત્મ-સ્વરૂપે સ્થિતિ.**

---

માટે શ્રવણ, મનન, અને નિદિધ્યાસન ( લયચિંતન ) વડે આ ત્રિગુણાત્મક માયાના કાર્ય રૂપ આ સકળ જગતનો તેના કારણ રૂપ માયામાં લય કરી, અને માયાનો લય તેના શુદ્ધ ચૈતન્યમાં કરી, શુદ્ધ ચેતન્ય સ્વરૂપે કેવી રીતે શેષ રહેવું તેના ચિંતનનો પ્રકાર નીચે પ્રમાણે છે.

**ૐકાર—લય-ચિંતન.**

આ સકળ બ્રહ્માંડનું સ્ફુરણ " ૐકાર " રૂપ છે. આ ૐકારની ચાર અવસ્થાઓ છે—૧. **अकार**, ૨. **उकार**, ૩. **मकार**, અને ૪. બિંદુ—**अमात्र** ( જેની માત્રા નહીં તે ). अકાર તેની સ્થૂલ દશા છે, उકાર સૂક્ષ્મ અવસ્થા. **म**કાર કારણ દશા, અને **अमात्र** તુરીય અવસ્થા ( મહા કારણ ) છે. **अमात्र** રૂપી શુદ્ધ ચેતન્યમાં **म**કાર **मात्रा** સ્ફુરણ પામી છે; **म**કારમાંથી उકાર માત્રા—સૂક્ષ્મ અવસ્થા—ની ઉત્પત્તિ છે; અને उકાર માત્રામાંથી अકાર માત્રા-સ્થૂલ અવસ્થા—ની ઉત્પત્તિ થઈ છે. તેથી **अ**કારનો લય તેના કારણ **उ**કારમાં, **उ**કારનો લય તેના કારણ **म**કારમાં, અને **म**કારનો લય તેના અધિષ્ઠાન બિન્દુ—**अमात्र**—શુદ્ધ ચૈતન્યમાં થઈ શુદ્ધ ચૈતન્ય શેષ રહે છે.

જેવી રીતે ૐકારની ચાર અવસ્થાઓ કહી, તેવી રીતે જીવની અને ઈશ્વરની પણ ચાર અવસ્થાઓ છે. જીવની ચાર અવસ્થાઓ— ૧-સ્થૂલ દેહમાં **વિશ્વ** રૂપે, ૨. સૂક્ષ્મ દેહમાં **તૈજસ** રૂપે, ૩. કારણ દેહમાં **પ્રાજ્ઞ** રૂપે, અને ૪. તુરીય અવસ્થામાં શુદ્ધ **કૂટસ્થ** સ્વરૂપે છે. આ તેની **૧. જાગ્રત, ૨. સ્વપ્ન, ૩. સુષુપ્તિ,** અને **૪. તુરીય**

( સમાધિ ) અવસ્થાઓ છે. સ્થૂલ દેહ સૂક્ષ્મ દેહનું કાર્ય હોવાથી સ્થૂલ અવસ્થાનો એટલે જાગ્રતનો લય સૂક્ષ્મ અવસ્થામાં એટલે સ્વપ્નમાં થઇ, વિશ્વ સ્વરૂપનો લય તૈજસ સ્વરૂપમાં થાય છે. વળી સૂક્ષ્મ દેહ કારણ દેહનું કાર્ય હોવાથી સૂક્ષ્મ અવસ્થાનો એટલે સ્વપ્નનો લય કારણ અવસ્થામાં એટલે સુષુપ્તિમાં થઈ, જીવના તૈજસ સ્વરૂપનો લય પ્રાજ્ઞ સ્વરૂપમાં થાય છે. અને આખરે કારણ અવસ્થા ( અજ્ઞાન અવસ્થા ) શુદ્ધ ચૈતન્યમાં સ્ફુરેલી ( કલ્પેલી ) હોવાથી તે અવસ્થાનો એટલે સુષુપ્તિનો લય તુરીય–સમાધિ–અવસ્થામાં એટલે શુદ્ધ ચૈતન્યમાં થઈ, જીવ શુદ્ધ કૂટસ્થ* બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપે શેષ રહે છે–તે બ્રહ્મ રૂપ જ છે એવું ભાન થાય છે. જીવની આ જાગ્રદાદિ ચાર અવસ્થાઓ થઇ.

તે જ પ્રમાણે ઈશ્વર એટલે બાહ્ય સમષ્ટિ સૃષ્ટિની ચાર અવસ્થાઓ છે. ૧. સ્થૂલ રૂપે વિરાટ્, ૨. સૂક્ષ્મ રૂપે હિરણ્યગર્ભ, ૩. કારણ સ્વરૂપે અંતર્યામી ઈશ્વર. અને ૪. શુદ્ધ સ્વરૂપે ઉપાધિ રહિત વ્યાપક બ્રહ્મ. સ્થૂલ વિરાટ્ સૂક્ષ્મ હિરણ્યગર્ભનું કાર્ય હોવાથી તેનો લય હિરણ્યગર્ભમાં કરવો–સ્થૂલ વિરાટ્ સૂક્ષ્મ હિરણ્યગર્ભ રૂપ જ છે એવું ચિંતન કરવું. હિરણ્યગર્ભ અંતર્યામી (માયાવી ) ઇશ્વરનું કાર્ય હોવાથી તેના કારણ સ્વરૂપ અંતર્યામી ઈશ્વર સ્વરૂપે તેનું ચિંતન કરવું. અને અંતર્યામી ઇશ્વર રૂપી સ્ફુરણનું

* લવારની એરણ (કૂટ)ની પેઠે નિર્વિકારી રહે તે કૂટસ્થ. વ્યાપક બ્રહ્મ ચૈતન્યનો જેટલો ભાગ દેહમાં છે તેટલો ભાગ “ કૂટસ્થ ” કહેવાય છે. અને સકળ જગતમાં રહેલું વ્યાપક ચૈતન્ય “ બ્રહ્મ ” કહેવાય છે.

અધિષ્ઠાન શુદ્ધ બ્રહ્મ હોવાથી–તે સ્ફુરણ શુદ્ધ બ્રહ્મના એક ભાગમાં થયેલું હોવાથી–**અંતર્યામી ઈશ્વર બ્રહ્મ રૂપ જ છે** એવું ચિંતન કરવું.

આ પ્રમાણે ૧. ૐકાર, ૨. જીવ, અને ૩. વિરાટ્ (સૃષ્ટિ), એ સર્વ સ્થૂલ સ્વરૂપો આખરે (જ્ઞાનદશામાં) તેમના અધિષ્ઠાન રૂપ શુદ્ધ બ્રહ્મમાં લય પામી અનુક્રમે ત્રણેની ૧. શુદ્ધ **अमात्र** ચૈતન્ય, ૨. શુદ્ધ **कूटस्थ** ચૈતન્ય, અને ૩ શુદ્ધ **ब्राह्म** ચૈતન્ય–એક જ શુદ્ધ ચૈતન્ય–અવસ્થા શેષ રહે છે. જેમ ચાર પ્રકારના આકાશની ઉપાધિઓનો લય થતાં એક શુદ્ધ આકાશ જ શેષ રહે છે, તેમ જીવ ઈશ્વરની ઉપાધિઓનો લય કરતાં શુદ્ધ ચૈતન્ય જ શેષ રહે છે. આનું નામ "**લયચિંતન**" છે. તેનો વિચાર કરી આ સ્ફુરેલી–કલ્પેલી–સૃષ્ટિને શ્રવણ મનનાદિ દ્વારા મનમાં લય પમાડી **શુદ્ધ ચૈતન્ય સ્વરૂપે સ્થિતિ થવી તે જ "મુક્તિ" છે.**

આવા જીવન્મુક્ત પુરુષને પ્રારબ્ધની ગતિ અનુસાર દેહ ધારણ કરવા પુરતો જ વ્યવહાર કરવો પડે છે. બાકી તેમને કાંઇ કર્તવ્ય કે પ્રાપ્ય રહેતું નથી. તેમને "જે કરવાનું તે કર્યું છે, અને પ્રાપ્ત કરવાનું પ્રાપ્ત કર્યું છે" એ પ્રકારની નિરંકુશા તૃપ્તિ પ્રાપ્ત થાય છે. તે ચાહે તોપણ તે વિશેષ વ્યવહાર કરી શકે નહીં; કેમકે એક તો તેમને કોઇ કામના રહી નથી અને કામના વિના કાંઈ કૃત્ય કરી શકાતું નથી, અને બીજું એ કે જે જ્ઞાનીનો ઉપરમ (બુદ્ધિ અને મનના વ્યવહારનો સંક્ષય) સંપૂર્ણ છે તેમના મનમાં કાંઇ કર્તવ્યતાની વૃત્તિને સ્થાન જ રહેતું નથી.

જ્ઞાની હોવા છતાં જો કાંઈ કર્તવ્યતાબુદ્ધિ ઉદ્ભવતી હોય તો તેમના ઉપરમમાં ખામી રહી છે એમ જાણવું. જ્ઞાનીમાં ઉપરમની ખામી પ્રારબ્ધવશાત્ હોઈ શકે છે. તેથી પ્રારબ્ધવશાત્ કોઈ કોઇ જ્ઞાનીને કર્તવ્યતાબુદ્ધિ હોઈ લૌકિક વ્યવહારમાં પ્રવૃત્ત થયેલા જોવામાં આવે, તો તેની ના નહીં. તેથી ઉલટું જો જ્ઞાનીના ઉપરમમાં ખામી નહીં રહેવાથી તે લૌકિક વ્યવહારથી વિમુખ જોવામાં આવે, તો તેમાં પણ કોઇ દોષ નથી, કેમકે જ્ઞાનીને માટે **કર્તવ્ય અને અકર્તવ્ય, પ્રવૃત્તિ કે નિવૃત્તિ,** પ્રારબ્ધવશાત્ જ છે, વિધિ કે નિષેધ રૂપે નથી. પ્રારબ્ધમાં પ્રવૃત્તિ જ હોય તો તે નિવૃત્ત થઈ શકે નહીં; નિવૃત્તિ જ હોય તો કોઇ પ્રવૃત્તિ કરાવી શકે નહીં.

છતાં જ્ઞાનીએ લૌકિક વ્યવહાર અવશ્ય કરવો જ જોઇએ એવો કોઇ કોઇનો મત છે. અને તેના ટેકામાં તેઓ શ્રીમદ્ ભગવદ્ ગીતામાંનું શ્રી કૃષ્ણનું " **न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन। नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि॥** ( ૩–૨૨ ) ઇત્યાદિ વચન પ્રમાણ તરીકે આપે છે. પરંતુ આ વિચાર ભૂલ ભરેલો છે. આવા મતનું પ્રતિપાદન કરવામાં મુખ્ય કારણ સદ્ગુરુનો ઉપદેશ લીધા વિના ફક્ત બુદ્ધિબળ ઉપર આધાર રાખી શાસ્ત્રનો અર્થ કરવો તે છે. શાસ્ત્રનું રહસ્ય બુદ્ધિગમ્ય નથી, પરંતુ ગુરુગમ્ય છે, તે સિદ્ધાંતને ભૂલી જવામાં આવે છે.

અને જો તેવો નિયમ સ્વીકારીએ તો જ્ઞાનીને ઉપરમતા થવી અશક્ય છે એમ કહેવું પડશે, જે ખોટું છે. અને જ્યાં આત્મજ્ઞાનને પરિણામે ચિત્તમાં જ ઉપરમતા થઈ, તો પછી વ્યવહાર બની શકશે જ શી રીતે? ચિત્ત જ ના પાડશે. છતાં જો ચિત્તમાં કર્તવ્યતાબુદ્ધિ

ઉત્પન્ન થતી હોય તો જાણવું કે તે જ્ઞાનીના ઉપરમમાં ખામી રહી છે; અને તે ખામી પૂરતો જ વ્યવહાર તે કરી શકશે, વિશેષ નહીં. પરંતુ તેથી તેના જ્ઞાનમાં ખામી સમજવી નહિં. તેટલા માટે જ્ઞાનીના ઉપરમની અવધિ પણ કહી છેઃ

**सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।**
**दिशानया विनिश्चेयं तारतम्यमवान्तरम् ।।पंच०६–२८६।।**

" સુષુપ્તિમાં જેવી સંસારની વિસ્મૃતિ છે તેવી વિસ્મૃતિ જાગ્રત્‌માં થવી તે ઉપરમની અવધિ છે. માટે પોતપોતાનામાં ઉપરમ વગેરેની કેટલી ન્યૂનાધિકતા છે તે આ ધોરણથી જાણી લેવું. "

આ અવધિને અનુસરીને તત્ત્વજ્ઞાનીના ચાર પ્રકાર પણ કહ્યા છે. જ્ઞાનીની સાત ભૂમિકાઓ વર્ણવી છે, જેમાંની પહેલી ત્રણ મુમુક્ષુની–જેને હજુ આત્મસાક્ષાત્કાર થયો નથી તેની–કહી છે. બાકીની ચાર આત્મસાક્ષાત્કાર વાળા જ્ઞાનીની છે. **ચોથી** ભૂમિકાએ પહોંચેલા જ્ઞાનીને આત્મસાક્ષાત્કાર થયો છે ખરો, પરંતુ તેમના વૈરાગ્ય અને ઉપરમ ખામીવાળા હોવાથી તેમનું જ્ઞાન દૃઢ નહીં હોવાથી હજુ સંસારમાં આસક્તિ વાળા હોઈ તેમને પ્રારબ્ધદુઃખ ભોગવવું પડે છે. આ જ્ઞાની સમુદ્રને કીનારે જઈ ઉભેલા–સમુદ્રને દેખતા છતાં હજુ જમીન ઉપર જ ઉભા રહેલા–માણસના જેવા છે. **પાંચમી** ભૂમિકાના જ્ઞાનીનું આત્મજ્ઞાન દૃઢ હોવાથી તેમનો વૈરાગ્ય સંપૂર્ણ છે અને તેથી તેમને સંસારમાં આસક્તિ રહી નથી. પરંતુ તેમના ઉપરમમાં ખામી હોવાથી તે જગતને દેખે છે–જગતની પ્રતીતિ નષ્ટ થઈ નથી. તેથી તે આસક્તિ રહિત થઈને જગતનો વ્યવહાર કરી શકે છે, જેમ જનકનો રાજ્યકારભાર, વશિષ્ઠાદિનું આચાર્યત્વ, વગેરે.

આ ભૂમિકા વાળા જ્ઞાની **જીવન્મુક્ત** છે અને તેમને પ્રારબ્ધદુઃખ રહેલું નથી. આ જ્ઞાની કીનારેથી સમુદ્રમાં પેઠેલા છતાં કીનારાને સ્પષ્ટ રીતે દેખતા પુરૂષના જેવા છે. **છઠ્ઠી** ભૂમિકાના જ્ઞાની જગતને જાગ્રતની પેઠે દેખતા નથી, પરંતુ સ્વપ્નવત્ દેખે છે, અને તેથી તેમનો વ્યવહાર પણ સ્વપ્નવત્ છે. તેઓ ઝાડ, પહાડ, વગેરેને સ્વપ્નની પેઠે બોધ કરતા જોવામાં આવે. જેમ **રૈકય** મુનિ કરતા હતા. (**શારીરિક ભાષ્ય** જુઓ). આ ભૂમિકાએ પહોંચેલાને પણ ઉપરમની કંઇક ખામી રહેલી છે. આ જ્ઞાની નૌકામાં બેશી ભર દરીએ પહોંચેલા છતાં કીનારાને અસ્પષ્ટ રીતે દેખતા પુરૂષના જેવા છે. પરંતુ **સાતમી** ભૂમિકાએ પહોંચેલા જીવન્મુક્ત પુરૂષને સુષુપ્તિની પેઠે જગતની પ્રતીતિ રહેતી જ નથી. અને તેથી તે ખાતા, પીતા કે કાંઇ પણ ચિંતન કરતા જ નથી. અને તેમને આત્મા સિવાય કોઇ પણ પદાર્થ પ્રતીત થતો જ નથી. આવા જ્ઞાનીનું શરીર આશરે ૨૧ દિવસ રહી પડી જાય છે. આ જ્ઞાની દેહ હોવા છતાં **વિદેહમુક્ત** કહેવાય છે. જેમકે જે પળે જનક* રાજાએ ઘોડાના એક પેંગડા ઉપર પગ રાખી પોતાનું મન પોતાના ગુરૂ **અષ્ટાવક્ર** મુનિને અર્પણ કર્યું તે વખતે તેમને જગતની પ્રતીતિ નહીં રહેવાથી તે પળે તે વિદેહમુક્ત કહેવાયા; જો કે ગુરૂએ તેમને મન પાછું અર્પણ કરી રાજ્યકારભાર કરાવ્યો, ત્યારે તે દશામાં તેઓ જીવન્મુક્ત જ હતા, વિદેહમુક્ત નહીં. આ જ્ઞાની સમુદ્રની મધ્યમાં જઇ પહોંચેલા અને

*આ જનક રાજા સીતાજીના પિતા નહીં, પરંતુ તેમના કોઇ પૂર્વજ હતા. સીતાજીના પિતાને તો સીતા સંબંધી શોક થયો હતો, જે વિદેહીને ઘટી શકે નહીં.

સમુદ્ર સિવાય અન્ય કાંઈ નહીં દેખતા પુરૂષ જેવા છે.

આ ઉપરથી સમજી શકાશે કે ઉપરમની ખામી પ્રમાણે વ્યવહાર ઘટી શકે છે. પરંતુ તે વ્યવહાર પણ દરેકને સરખો હોઈ શકતો નથી. તે તો પ્રારબ્ધ અનુસાર હોય છે. જેમકે વસિષ્ઠ પ્રારબ્ધ વશાત્ આચાર્ય હતા, તો જનક રાજા હતા. તેજ પ્રમાણે વિષ્ણુ પણ પ્રારબ્ધ વશાત્ અવતાર ધારણ કરે છે, જો કે તે જ્ઞાની છે અને યોગી પણ છે. શ્રીકૃષ્ણના ઉપર કહેલા ઉપદેશનો અર્થ એટલોજ છે કે "હું આત્મજ્ઞાની છતાં વ્યવહાર કરૂં છું, તો આત્મજ્ઞાન રહિત પુરૂષોએ ( અને અર્જુન પણ આત્મસાક્ષાત્કાર રહિત હતો ) તો તે કરવો જ જોઇએ", અને તે નિષ્કામપણે કરવો જોઇએ; કેમકે નિષ્કામ કર્મ વિના ચિત્તશુદ્ધિ થતી નથી. ગીતામાં કહેલો આ નિષ્કામ કર્મ—માર્ગ આત્મજ્ઞાન નહીં પામેલા અને મોક્ષની ઇચ્છાવાળા સંસારી પુરૂષોને માટે કહેલો છે. અને ખાસ કરીને અર્જુનને તે કહેવાનું કારણ કે તેની ચિત્તશુદ્ધિમાં પણ સ્વબંધુઓ ઉપરના સ્નેહ રૂપી ખામી રહેલી હતી, જે સ્નેહને વશ થઇને તે યુદ્ધ રૂપી પોતાનું કર્તવ્ય કરવા ના પાડતો હતો. આત્મજ્ઞાન પામેલા અર્જુન પ્રતિ તે બોધ નહોતો, પરંતુ ચિત્તશુદ્ધિની ખામીવાળા મુમુક્ષુ અર્જુન પ્રતિ હતો.* માટે જ્યાંસુધી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થઇ નથી અને તેથી મનની એકાગ્રતા પણ થઇ નથી, ત્યાંસુધી તો ચિત્તશુદ્ધિને માટે સંસારમાં રહીને નિષ્કામ કર્મો કરવાં એ જ કર્તવ્ય છે. પરંતુ આત્મજ્ઞાન થયા પછીનો વ્યવહાર તો પ્રારબ્ધ અનુસાર જે પ્રાપ્ત થાય તે જ છે. તેને માટે કોઇ નિયમ નથી. જેમ વિષ્ણુ આદિનો દેહધારણ વગેરે પણ પ્રારબ્ધ વશાત્ જ છે.

* ગીતા૦ ( ૪-૩૩, ૩૪; ) ૬-૩; ૧૨-૮ થી ૧૧; ઇત્યાદિ.

માટે જ્ઞાનીને કોઈ **કર્તવ્ય** રહેતું નથી. છતાં શિષ્ટાચાર જાળવવાની ખાતર જીજ્ઞાસુને માટે ખુશીથી કર્તવ્ય કરે છે ખરા, પરંતુ તે કર્તવ્ય વિધિ રૂપે નથી, કેમકે જ્ઞાની વિધિનિષેધના વિષય નથી. તેથી " **न मे पार्थास्ति कर्तव्यं** " એ ગીતાવચન જ્ઞાનીનું કર્તવ્ય બતાવનારૂં નથી, પરંતુ અજ્ઞાની માણસોને માટે શિષ્ટાચાર બતાવનારૂં છે. માટે જ ગીતાના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે:—

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥३–१७॥**
**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन । ३–१८ ॥**

મતલબ કે જે પુરૂષને આત્મામાં જ પ્રીતિ લાગી રહેલી છે અને આત્માથી જ તૃપ્ત થયેલો છે તેને કાંઇ **કર્તવ્ય** રહેતું નથી—એટલે કે આત્મજ્ઞાનીને કોઈ વાત કર્તવ્ય રૂપે—વિધિ રૂપે—નથી. જો કે પોતાની ખુશીથી અથવા પ્રારબ્ધવશાત્ તે કરતા જોવામાં આવે તો તેથી તેમને કર્તવ્યતા છે એમ કહેવાય નહીં.

વળી આત્મજ્ઞાની પણ બે પ્રકારના છે–૧ જ્ઞાનથી મુક્તિ પામેલા—જેમને મર્ણ પછી ફરી જન્મ ધારણ કરવાનો નથી તેવા, અને ૨. જ્ઞાનથી મુક્તિ પામનારા ખરા, પરંતુ જેઓ કારક કોટિ એટલે અધિકારી એટલે જગતના નિયંતા કોટિમાં હોઈ, તેમના જ્ઞાનમાં કોઈ પણ ભ્રાન્તિ નહીં રહેલી છતાં નિયંતા કોટિમાં હોવાને લીધે, ખુશીથી વારંવાર દેહ ધારણ કરે છે, અને પ્રારબ્ધવશાત્ કલ્પ પર્યંત રહે છે. પ્રથમ કહેલા જ્ઞાનીઓને આત્મસાક્ષાત્કાર થયા પછી મોક્ષ જ છે, અને મર્ણ પછી તેમનાથી ફરી દેહ ધારણ થઇ શકતો નથી. પરંતુ

બીજા નિયંતા–કોટિના જ્ઞાનીઓ કલ્પ પર્યંત જગતના વ્યવહારના નિયંતા હોવાથી જ્ઞાની છતાં કલ્પ પર્યંત રહેનારા છે. તેઓ સાતમી ભૂમિકાએ પહોંચેલા છે, અને તેમના સ્વરૂપમાં અજ્ઞાન રહેલું નથી, પરંતુ તેઓ મરજી પ્રમાણે દેહ બદલવાની શક્તિવાળા છે. તેમના જ્ઞાનમાં ખામી નથી, છતાં જન્મ મર્ણથી તેઓ નિવૃત્ત નથી, પણ કલ્પ પર્યંત સ્થાયી છે, અને તેમને પાછલા જન્મોનું સ્મરણ છે. જેમકે વસિષ્ઠ, વ્યાસજી, વગેરે, તથા રામકૃષ્ણાદિ અવતારો સપ્તમી ભૂમિકાના જ્ઞાની હોવા છતાં તેઓ કારક કોટિમાં હોવાથી મરજી અનુસાર પાંચમી ભૂમિકામાં આવીને જગતને માટે આચાર્યાદિ થાય છે, અને સપ્તમી ભૂમિકાનું પણ વર્ણન કરી શકે છે, જે બીજા જ્ઞાનીઓ કરી શકતા નથી.

---

## ૭. ઉપસંહાર.

આ જ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, અને ઇતિહાસમાં કહેલો જગતના તત્ત્વનો **મૂળ સિદ્ધાન્ત** છે. અને તે ઉપરથી થયેલા અનેક ગ્રંથો આ સિદ્ધાન્તનો જ વિસ્તાર માત્ર છે. માટે આત્મજ્ઞાન (જીવબ્રહ્મની એકતાના અપરોક્ષ જ્ઞાન ) વડે અજ્ઞાનની નિવૃત્તિ કર્યા વિના મુક્તિ નથી. બ્રહ્મજ્ઞાન જ એકલું મુક્તિનું સાધન છે. ઇશ્વરોપાસનાદિ તો, મુક્તિનું સાધન જે આત્મજ્ઞાન, તેને પ્રાપ્ત કરવાનાં ઉત્તરોત્તર સાધન માત્ર છે. માટે આ સાધનોને મુખ્ય હેતુ ન માનતાં લેતાં ઇશ્વરોપાસના વડે ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી વિવેકાદિ **સાધનચતુષ્ટયસંપન્ન** (અધિકારી) બની **ૐકારના ચિંતન વડે—લયચિંતન વડે—અહંકા-**

રાદિ સર્વ જગતનો આદ્ય સ્ફુરણ (માયા)માં લય કરી, અને માયાનો આત્મામાં લય કરી—ગુણોનાં સર્વ સ્ફુરણોનો લય કરી, શુદ્ધ સચ્ચિદાનન્દ અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપે અવશેષ રહો !

देहाभिमाने गलिते विज्ञाते परब्रह्मणि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥

અર્થાત્ "હું શરીર રૂપ છું" એવું અભિમાન નષ્ટ થતાં અને પર બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં, જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં તેને સમાધિ જ છે. બીજું કાંઇ જ નથી.

॥ ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ: ॥



श्रीमत्सुरेश्वराचार्यविरचित-

# ॥ पंचीकरणवार्तिकम् ॥

શ્રીશંકરાચાર્ય કૃત "**પંચીકરણ**" ઘણું સંક્ષેપમાં-સૂત્રરૂપે-હોવાથી તે ઉપરથી શ્રીસુરેશ્વરાચાર્યે કંઇક વિસ્તારથી શ્લોકબદ્ધ "**પંચીકરણવાર્તિક**" રચ્યું છે, જે "**લયચિંતન**" સાથે સંબંધ ધરાવતું હોવાથી મૂલાર્થ સહિત અત્રે આપવામાં આવ્યું છે.



**ॐकारः सर्ववेदानां सारस्तत्त्वप्रकाशकः ।**
**तेन चित्तसमाधानं मुमुक्षूणां प्रकाश्यते ॥ १ ॥**

"ॐકાર" એ સર્વ વેદોના સાર રૂપ, અને વેદોના તત્ત્વનો પ્રકાશક છે. તે ૐકાર વડે-તેના ચિંતન વડે-લક્ષ્યમાં (આત્મામાં) મુમુક્ષુ પુરૂષોના ચિત્તની એકાગ્રતા થાય છે. તેથી તે ૐકારનું ચિંતન સ્પષ્ટ કહેવામાં આવે છે. (૧).

आसीदेकं परं ब्रह्म नित्यमुक्तमविक्रियम् ।
तत्स्वमायासमावेशाद्बीजमव्याकृतात्मकम् ॥ २ ॥
तस्मादाकाशमुत्पन्नं शब्दतन्मात्ररूपकम् ।
स्पर्शात्मकस्ततो वायुस्तेजो रूपात्मकं ततः ॥ ३ ॥
आपो रसात्मिकास्तस्मात्तेभ्यो गन्धात्मिका मही ।
शब्दैकगुणमाकाशं शब्दस्पर्शगुणो मरुत् ॥ ४ ॥
शब्दस्पर्शरूपगुणैस्त्रिगुणं तेज उच्यते ।
शब्दस्पर्शरूपरसगुणैरापश्चतुर्गुणाः ॥ ५ ॥

( સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં ) નિત્ય, મોક્ષ સ્વરૂપ, અને જેમાં કદાપિ વિકાર થતો નથી એવું, એક અદ્વિતીય પરમ "બ્રહ્મ" હતું. તે બ્રહ્મ પોતાની માયાશક્તિના સંબંધને લીધે અવ્યાકૃત (હજુ જેમાં વિકાર ઉત્પન્ન થયો નથી તેવું ) બીજ રૂપ થયું. (૨).

તે માયાવિશિષ્ટ બ્રહ્મ રૂપી બીજમાંથી "શબ્દ" તન્માત્રા રૂપી આકાશ ઉત્પન્ન થયું; તે આકાશમાંથી "સ્પર્શ" તન્માત્રા રૂપી વાયુ થયો; તે વાયુમાંથી રૂપાત્મક તેજસ્; તેજમાંથી રસાત્મક જલ; અને જલમાંથી ગંધાત્મક પૃથ્વી તત્ત્વ ઉત્પન્ન થયું. ( ૩–૪ ).

આકાશનો એક જ ગુણ છે અને તે શબ્દ છે. વાયુના શબ્દ અને સ્પર્શ એવા બે ગુણ છે. ( ૪ ). તેજના શબ્દ સ્પર્શ, અને રૂપ એ ત્રણ ગુણ છે. જલના શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ એ ચાર ગુણ છે. ( ૫ ). અને પૃથ્વી તત્ત્વના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણ છે. (૬).

शब्दस्पर्शरूपरसगन्धैः पञ्चगुणा मही ।
तेभ्यः समभवत्सूत्रं लिङ्गं सर्वात्मकं महत् ॥ ६ ॥
ततः स्थूलानि भूतानि पञ्च तेभ्यो विराडभूत् ।
पञ्चीकृतानि भूतानि स्थूलानीत्युच्यते बुधैः ॥ ७ ॥
पृथिव्यादीनि भूतानि प्रत्येकं विभजेद्द्विधा ।
एकैकं भागमादाय चतुर्धा विभजेत्पुनः ॥ ८ ॥
एकैकं भागमेकस्मिन्भूते संवेशयेत्क्रमात् ।
ततश्चाकाशभूतस्य भागाः पञ्च भवन्ति हि ॥ ९ ॥

આ પંચ મહાભૂતોમાંથી સૂત્રાત્મા નામનું સમષ્ટિ લિંગ શરીર–મહત્–ઉત્પન્ન થયું. (૬).

તે પંચ તન્માત્રાઓમાંથી પંચ સ્થૂલ ભૂતો ઉત્પન્ન થયાં, અને તે સ્થૂલ ભૂતોમાંથી બ્રહ્માંડ (વિરાટ્) થયું. આ પંચીકૃત ભૂતોને વિદ્વાનો સ્થૂલ કહે છે (૭).

(આ પંચીકરણ નીચે પ્રમાણે થાય છેઃ–) પૃથ્વી આદિ દરેક મહાભૂતના બે બે સરખા ભાગ કરવા. પછી દરેકના એક અડધા ભાગના ફરી ચાર ચાર સરખા ભાગ કરવા. (૮).

અને પછી દરેક મહાભૂતના બીજા અડધા અડધા ભાગોમાં પોતાનાથી બીજા ભૂતોના અડધ અડધ ભાગના કરેલા ચતુર્થ ચતુર્થ અંશોને ઉમેરવા. તેમ કરવાથી આકાશ તત્ત્વના પાંચ ભાગ થયા, એટલે કે પોતાનો અડધ ભાગ, અને બીજા અડધમાં બાકીના ચાર તત્ત્વોનો આઠમો આઠમો ભાગ. (આ પંચીકૃત આકાશ થયું.) (૯.)

वाग्वादिभागाश्चत्वारो, वाग्वादिष्वेवमादिशेत् ।
पञ्चीकरणमेतत्स्यादित्याहुस्तत्त्ववेदिनः ॥ १० ॥
पञ्चीकृतानि भूतानि तत्कार्यं च विराड्भवेत् ।
स्थूलं शरीरमेतत्स्यादशरीरस्य चात्मनः ॥ ११ ॥
अधिदैवतमध्यात्ममधिभूतमिति त्रिधा ।
एकं ब्रह्म विभागेन भ्रमाद्भाति न तत्त्वतः ॥ १२ ॥
इन्द्रियैरर्थविज्ञानं देवतानुग्रहान्वितैः ।
शब्दादिविषयं ज्ञानं तज्जागरितमुच्यते ॥ १३ ॥

બાકી વાયુ વગેરેના ચાર દ્વિતીયાંશો રહ્યા. તેમાં ઉપર કહ્યા પ્રમાણે પોતાનાથી અન્ય ભૂતોના આઠમા આઠમા ભાગોને ઉમેરવા. આ ભૂતોનું "**પંચીકરણ**" થયું એમ તત્ત્વવેત્તાઓ કહે છે. (૧૦).

એક એકના બે કરે, આધાના પુનઃ ચાર;
અપનો ભાગ ત્યાગ કર, મેલ ચારમાં ચાર.

પંચીકૃત ભૂતો અને તેમના કાર્ય રૂપ જગતને "**વિરાટ્**" કહે છે. આ વિરાટ્ વાસ્તવિક રીતે શરીર રહિત આત્માનું **સ્થૂલ શરીર** છે. (૧૧).

આ પ્રમાણે એક જ બ્રહ્મ ભ્રમને લીધે ૧. અધિદૈવત, ૨. અધ્યાત્મ, અને ૩. અધિભૂત એ ત્રણ ભાગે ભાસે છે. પરંતુ તત્ત્વથી તેવું નથી. (૧૨).

દેવતાના અનુગ્રહ યુક્ત ઇંદ્રિયો વડે શબ્દાદિ વિષયોનું જ્ઞાન જે અવસ્થામાં થાય છે, તે જાગરિત—જાગ્રત્—અવસ્થા કહેવાય છે. (૧૩).

श्रोत्रमध्यात्ममित्युक्तं श्रोतव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं दिशस्तत्राधिदैवतम् ॥ १४ ॥
त्वगध्यात्ममिति प्रोक्तं स्प्रष्टव्यं स्पर्शलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं वायुस्तत्राधिदैवतम् ॥ १५ ॥
चक्षुरध्यात्ममित्युक्तं द्रष्टव्यं रूपलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमादित्योऽत्राधिदैवतम् ॥ १६ ॥
जिह्वाध्यात्मं तथा स्वाद्यमधिभूतं रसात्मकम् ।
वरुणो देवता तत्र जिह्वायामधिदैवतम् ॥ १७ ॥

શ્રોત્રેન્દ્રિય **અધ્યાત્મ*** કહેવાય છે. શ્રવણ કરવા યોગ્ય શબ્દ રૂપ વિષય **અધિભૂત** કહેવાય છે, અને તેમાં અનુગ્રહ કરનાર દિશાઓ **અધિદૈવત** છે. (૧૪).

ત્વગિન્દ્રિય અધ્યાત્મ છે, સ્પર્શ કરવા યોગ્ય સ્પર્શ રૂપી વિષય અધિભૂત છે, અને તેમા અનુગ્રહ કરનાર વાયુ અધિદૈવત છે. (૧૫.)

ચક્ષુ ઇંદ્રિય અધ્યાત્મ કહેવાય છે, જોવા યોગ્ય રૂપ સ્વરૂપી જે વિષય તે અધિભૂત છે, અને તેમાં અનુગ્રહ કરનાર આદિત્ય અધિદૈવત છે. ( ૧૬ ).

જીહ્વા અધ્યાત્મ છે, સ્વાદ લેવા યોગ્ય રસ રૂપી વિષય અધિભૂત છે, અને તે જીહ્વામાં અનુગ્રહ કરનાર વરૂણ દેવતા અધિદૈવત (સાક્ષી ) છે. (૧૭).

---

* **अध्यात्मम्=आत्मानं ( शरीरं ) अधिकृत्य यद्वर्तते तत् अध्यात्मम्=**આત્માનો ( શરીરનો ) આશ્રય કરીને જે રહે છે તે **અધ્યાત્મ–ઇંદ્રિય.**

घ्राणमध्यात्ममित्युक्तं घ्रातव्यं गन्धलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमश्विनावधिदैवतम् ॥ १८ ॥
वागध्यात्ममिति प्रोक्तं वक्तव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमग्निस्तत्राधिदैवतम् ॥ १९ ॥
हस्तावध्यात्ममित्युक्तमादातव्यं च यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तमिन्द्रस्तत्राधिदैवतम् ॥ २० ॥
पादावध्यात्ममित्युक्तं गन्तव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं विष्णुस्तत्राधिदैवतम् ॥ २१ ॥
पायुरिन्द्रियमध्यात्मं विसर्गस्तत्र यो भवेत् ।
अधिभूतं तदित्युक्तं मृत्युस्तत्राधिदैवतम् ॥ २२ ॥

ઘ્રાણ ઈંદ્રિય ( નાસિકા ) અધ્યાત્મ છે, સુંઘવા યોગ્ય ગંધ રૂપી વિષય અધિભૂત છે, અને તેમાં અનુગ્રહ કરનાર અશ્વિનિકુમાર અથવા પૃથ્વી રૂપી દેવતા અધિદૈવત છે. (૧૮).

વાણિ અધ્યાત્મ છે, બોલવા યોગ્ય શબ્દ રૂપી વિષય અધિભૂત છે, અને તેમાં અગ્નિ દેવતા અધિદૈવત છે. (૧૯).

હાથ અધ્યાત્મ કહેવાય છે, ગ્રહણ કરવું તે અધિભૂત છે, અને ઇંદ્ર તેનું અધિદૈવત છે. (૨૦).

પાદ અધ્યાત્મ છે, જવું તે અધિભૂત છે, અને વિષ્ણુ ( વામન ભગવાન ) તેનું અધિદૈવત છે. ( ૨૧ ).

પાયુ (ગુદા) અધ્યાત્મ કહેવાય છે, મળત્યાગ કરવો તે અધિભૂત છે, અને મૃત્યુ તેનું અધિદૈવત છે. (૨૨).

उपस्थेन्द्रियमध्यात्मं स्त्र्याद्यानन्दस्य कारणम् ।
अधिभूतं तदित्युक्तमधिदैवं प्रजापतिः ॥ २३ ॥
मनोऽध्यात्ममिति प्रोक्तं मन्तव्यं तत्र यद्भवेत् ॥
अधिभूतं तदित्युक्तं चन्द्रस्तत्राधिदैवतम् ॥ २४ ॥
बुद्धिरध्यात्ममित्युक्तं बोद्धव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तमधिदैवं बृहस्पतिः ॥ २५ ॥
अहंकारस्तथाध्यात्ममहंकर्तव्यमेव यत् ।
अधिभूतं तदित्युक्तं रुद्रस्तत्राधिदैवतम् ॥ २६ ॥
चित्तमध्यात्ममित्युक्तं चेतव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं क्षेत्रज्ञश्चाधिदैवतम् ॥ २७ ॥

ઉપસ્થ ઇંદ્રિય અધ્યાત્મ છે, સ્ત્રી વગેરેની સાથેનો રતિભોગાદિ અધિભૂત છે, અને પ્રજાપતિ (બ્રહ્મા) તેના અધિદેવતા છે. (૨૩).

મન અધ્યાત્મ છે, મનમાં જે મનન થાય છે તે અધિભૂત છે, અને ચંદ્ર તેના અધિદેવતા છે. (૨૪).

બુદ્ધિ અધ્યાત્મ છે, બુદ્ધિમાં જે નિશ્ચય થાય છે તેનું નામ અધિભૂત છે, અને બૃહસ્પતિ તેના અધિદેવતા છે. (૨૫).

અહંકાર અધ્યાત્મ છે, અહંબુદ્ધિ કરવી તે અધિભૂત છે, અને રૂદ્ર તેના અધિદેવતા છે. (૨૬).

ચિત્ત અધ્યાત્મ છે, તેમાં જે ચિંતન થાય છે તે અધિભૂત છે, અને ક્ષેત્રજ્ઞ (વાસુદેવ) તેનું અધિદૈવત છે. (૨૭).

तमोऽध्यात्ममिति प्रोक्तं विकारस्तत्र यो भवेत् ।
अधिभूतं तदित्युक्तमीश्वरोऽत्राधिदैवतम् ॥ २८ ॥
बाह्यान्तःकरणैरेवं देवतानुग्रहान्वितैः ।
स्वं स्वं च विषयज्ञानं तज्जागरितमुच्यते ॥ २९ ॥
येयं जागर्तिावस्था शरीरं करणाश्रयम् ।
यस्तयोरभिमानी स्याद्विश्व इत्यभिधीयते ॥ ३० ॥
विश्वं वैराजरूपेण पश्येद्भेदनिवृत्तये ।
ज्ञानेन्द्रियाणि पञ्चैव पञ्च कर्मेन्द्रियाणि च ॥ ३१ ॥

અજ્ઞાન ( તમસ્ ) અધ્યાત્મ કહેવાય છે, તેના વિકાર (દેહાદિ)-ને અધિભૂત કહે છે, અને ઇશ્વર તેના અધિદેવતા છે. (૨૮).

આ પ્રમાણે અધિદેવતાઓના અનુગ્રહ યુક્ત દશ બાહ્ય ઇંદ્રિયો અને ચાર પ્રકારના અંતઃકરણ વડે પોતપોતાના વિષયનું જ્ઞાન જે અવસ્થામાં થાય છે તે જાગરિત અવસ્થા કહેવાય છે. (૨૯).

આ જે (૧) જાગરિતાવસ્થા, અને (૨) ઇંદ્રિયોનું આશ્રય જે સ્થૂલ શરીર, તે બંનેનો અભિમાની જે આત્મા તે "વિશ્વ" નામથી ઓળખાય છે. (૩૦).

જુદાપણાની નિવૃત્તિને માટે આ "વિશ્વ" નામના વ્યષ્ટિ રૂપ જીવનું સમષ્ટિ "વિરાટ્" સ્વરૂપે–તે વિરાટ્ રૂપ છે એવું–ચિંતન કરવું. (૩૧).

જ્ઞાનેન્દ્રિયો પાંચ જ છે, અને કર્મેન્દ્રિયો પણ પાંચ છે. (૩૧).

श्रोत्रत्वङ्नयनघ्राणजिह्वा धीन्द्रियपञ्चकम् ।
वाक्पाणिपादपायूपस्थाः कर्मेन्द्रियपञ्चकम् ॥ ३२ ॥
मनो बुद्धिरहंकारश्चित्तं चेति चतुष्टयम् ।
संकल्पाख्यं मनोरूपं बुद्धिर्निश्चयरूपिणी ॥ ३३ ॥
अभिमानात्मकस्तद्वदहंकारः प्रकीर्तितः ॥
अनुसंधानरूपं च चित्तमित्यभिधीयते ॥ ३४ ॥
प्राणोऽपानस्तथा व्यान उदानाख्यस्तथैव च ।
समानश्चेति पञ्चैताः कीर्तिताः प्राणवृत्तयः ॥ ३५ ॥

શ્રોત્ર, ત્વક્, નયન, ઘ્રાણ ( નાક ), અને જિહ્વા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે; અને વાક્, પાણિ (હાથ), પગ, પાયુ અને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો છે. (૩૨).

મન, બુદ્ધિ, અહંકાર, અને ચિત્ત એ ચાર પ્રકારનું અંતઃકરણ છે. મન સંકલ્પ સ્વરૂપ છે, બુદ્ધિ નિશ્ચય સ્વરૂપ છે. (૩૩).

અહંકારને અભિમાન સ્વરૂપ કહ્યો છે, અને ચિત્તને ચિંતન સ્વરૂપ કહ્યું છે. (૩૪).

પ્રાણ, અપાન, સમાન, ઉદાન, અને વ્યાન એ પાંચ પ્રાણની વૃત્તિઓ કહેવાય છે. (૩૫).

खवाय्वग्न्यम्बुक्षितयो भूतसूक्ष्माणि पञ्च च ।
अविद्याकामकर्माणि लिङ्गं पुर्यष्टकं विदुः ॥ ३६ ॥

અને આકાશ, વાયુ, અગ્નિ, જલ, અને પૃથ્વી એ પાંચ સૂક્ષ્મ ભૂતો છે. આ (૧) પાંચ જ્ઞાનેન્દ્રિયો, (૨) પાંચ કર્મેન્દ્રિયો, (૩) ચાર પ્રકારનું અંતઃકરણ, (૪) પાંચ પ્રાણ, (૫) પાંચ સૂક્ષ્મ મહાભૂતો, (૬) અવિદ્યા—અજ્ઞાન, (૭) કામ, અને (૮) કર્મ—એ આઠ પ્રકારનાં પુર (સમુદાય) મળીને લિંગ દેહ કહેવાય છે. (૩૬).

एतत्सूक्ष्मशरीरं स्यान्मायिकं प्रत्यगात्मनः ।
करणोपरमे जाग्रत्संस्कारोत्थं प्रबोधवत् ॥ ३७ ॥
ग्राह्यग्राहकरूपेण स्फुरणं स्वप्न उच्यते ।
अभिमानी तयोर्यस्तु तैजसः परिकीर्तितः ॥ ३८ ॥
हिरण्यगर्भरूपेण तैजसं चिन्तयेद्बुधः ।
चैतन्याभासखचितं शरीरद्वयकारणम् ॥ ३९ ॥
आत्माज्ञानं तदव्यक्तमव्याकृतमितीर्यते ।
न सन्नासन्न सदसद्भिन्नाभिन्नं न चोभयम् ॥ ४० ॥

જીવાત્માનું આ માયિક સૂક્ષ્મ શરીર છે. (૩૭).

ઇંદ્રિયો ઉપરામ પામતાં જાગ્રતના સંસ્કારથી ઉત્પન્ન થયેલું અને જાગ્રતના જ્ઞાન જેવું ગ્રાહ્ય અને ગ્રાહક રૂપે સ્ફુરણ જે અવસ્થામાં થાય છે તે "**સ્વપ્ન**" કહેવાય છે. આ સૂક્ષ્મ શરીર અને સ્વપ્નાવસ્થા એ બેનો અભિમાની આત્મા "**તૈજસ**" કહેવાય છે. (૩૭–૮).

જ્ઞાનીએ ભેદની નિવૃત્તિને માટે આ તૈજસ સ્વરૂપ થયેલા જીવાત્માનું હિરણ્યગર્ભ (સમષ્ટિ સૂત્રાત્મા) રૂપે ચિંતન કરવું–તૈજસ સ્વરૂપ આત્મા હિરણ્યગર્ભ રૂપ જ છે એમ ચિંતન કરવું, (કેમકે કાર્ય કારણ રૂપ જ છે.) (૩૯).

ચૈતન્યના પ્રતિબિંબ યુક્ત સ્થૂલ અને સૂક્ષ્મ દેહના કારણ રૂપ જે **આત્માજ્ઞાન (જીવનું અજ્ઞાન)** છે તેનું જ નામ "**અવ્યક્ત**", "**અવ્યાકૃત**", કહેવાય છે. તે **સત્** નથી કે **અસત્** નથી, તે સદસત્ પણ નથી, તે બંને શરીરોથી ભિન્ન નથી તેમ અભિન્ન પણ નથી, તેમ ભિન્નાભિન્ન પણ નથી. (૩૯–૪૦).

न सभागं न निर्भागं न चाप्युभयरूपकम् ।
ब्रह्मात्मैकत्वविज्ञानहेयं मिथ्यात्वकारणात् ॥ ४१ ॥
ज्ञानानामुपसंहारो बुद्धेः कारणतास्थितिः ।
वटबीजे वटस्येव सुषुप्तिरभिधीयते ॥ ४२ ॥
अभिमानी तयोर्यस्तु प्राज्ञ इत्यभिधीयते ।
जगत्कारणरूपेण प्राज्ञात्मानं विचिन्तयेत् ॥४३॥
विश्वतैजससौषुप्तविराट्सूत्राक्षरात्मभिः ।
विभिन्नमिव संमोहादेकतत्त्वं चिदात्मकम् ॥ ४४ ॥
विश्वादिकत्रयं यस्माद्विराजादित्रयात्मकम् ।
एकत्वेन समं पश्येदन्याभावप्रसिद्धये ॥ ४५ ॥

તે અજ્ઞાન અવયવ વાળું નથી તેમ અવયવ રહિત પણ નથી, તેમ ઉભય રૂપ પણ નથી. તે (અજ્ઞાન) મિથ્યા સ્વરૂપ હોવાથી જીવ બ્રહ્મની એકતાના જ્ઞાન વડે નિવૃત્ત થવા યોગ્ય છે—નિવૃત્ત થાય છે. (૪૧).

વડનું ઝાડ જેવી રીતે વડના બીજમાં કારણ રૂપે રહે છે, તેવી રીતે જાગ્રત્ અને સ્વપ્નના જ્ઞાનોનો ઉપરામ થયે સતે બુદ્ધિની કારણ (અજ્ઞાન) રૂપે જે સ્થિતિ થાય છે તે અવસ્થાને સુષુપ્તિ કહે છે. (૪૨).

આ કારણ દેહ (અજ્ઞાન) અને સુષુપ્તિ અવસ્થા એ બંનેનો અભિમાની જીવ "પ્રાજ્ઞ" કહેવાય છે. આ પ્રાજ્ઞ સ્વરૂપી જે જીવ તે જગત્‌નું કારણ જે ઇશ્વર તે સ્વરૂપ છે એવું ચિંતન ભેદનિવૃત્તિને અર્થે કરવું. (૪૩).

ચૈતન્ય સ્વરૂપ એક અદ્વિતીય બ્રહ્મતત્ત્વ મોહને લીધે વિશ્વ,

ॐकारमात्रमखिलं विश्वप्राज्ञादिलक्षणम् ।
वाच्यवाचकताभेदाद्भेदेनानुपलम्भितः ॥ ४६ ॥
अकारमात्रं विश्वं स्यादुकारस्तैजसः स्मृतः ।
प्राज्ञो मकार इत्येवं परिपश्येत्क्रमेण तु ॥ ४७ ॥
समाधिकालात्प्रागेवं विचिन्त्यातिप्रयत्नतः ।
स्थूलसूक्ष्मक्रमात्सर्वं चिदात्मनि विलापयेत् ॥ ४८ ॥
अकारं पुरुषं विश्वमुकारे प्रविलापयेत्।
उकारं तैजसं सूक्ष्मं मकारे प्रविलापयेत् ॥ ४९ ॥

તૈજસ, અને પ્રાજ્ઞ, તથા વિરાટ્, હિરણ્યગર્ભ, અને ઇશ્વર સ્વરૂપે વિ. ભિન્ન જેવું ભાસે છે; માટે ( **यस्मात** ) વિશ્વ વિગેરે ત્રણ વ્યષ્ટિ સ્વરૂપો અને વિરાટ્ વિગેરે ત્રણ સમષ્ટિ સ્વરૂપોને, ચેતન્યથી અન્ય કોઇ પણ પદાર્થના અભાવની સિદ્ધિને અર્થે, એક રૂપે જોવાં—જીવ ઇશ્વિર બન્ને એક સ્વરૂપ છે એવું ચિંતન કરવું. (૪૪–૪૫).

વિશ્વ વગેરે જીવસ્વરૂપો સર્વે ૐકાર સ્વરૂપ જ છે, કેમકે વિશ્વાદિ વાચ્ય પદાર્થો અને તેના વાચક શબ્દો (**अउम**)માં કંઇ ભેદ નથી, અને તેવો કોઇ ભેદ પ્રતીત થતો પણ નથી. (૪૬).

**अ**કાર વિશ્વ રૂપ છે; **उ**કાર તેજસ સ્વરૂપ છે; અને **म**કાર પ્રાજ્ઞ સ્વરૂપ છે એમ ક્રમે કરીને સમજવું. (૪૭).

સમાધિકાળ પહેલાં જ ઘણા પ્રયત્ને આ પ્રકારનું ચિંતન કરીને પછી ક્રમે ક્રમે સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ જગત્ એ સર્વેને ચિદાત્માને વિશે લય પમાડવું—તેનું ચિદાત્મા રૂપે ચિંતન કરવું.(૪૮).

તે એવી રીતે કે **अ**કાર રૂપી વિશ્વ પુરૂષને **उ**કારમાં લય પમાડવો, **उ**કાર રૂપી સૂક્ષ્મ તેજસ સ્વરૂપને **म**કારમાં લય પમાડવું. (૪૯).

मकारं कारणं प्राज्ञं चिदात्मनि विलापयेत् ।
चिदात्माहं नित्यशुद्धबुद्धमुक्तसदद्वयः ॥ ५० ॥
परमानन्दसंदोहवासुदेवोऽहमोमिति ।
ज्ञात्वा विवेचकं चित्तं तत्साक्षिणि विलापयेत ॥ ५१ ॥
चिदात्मनि विलीनं चेत्तच्चित्तं नैव चालयेत् ।
पूर्णबोधात्मनासीत पूर्णाचलसमुद्रवत् ॥ ५२ ॥
एवं समाहितो योगी श्रद्धाभक्तिसमन्वितः ।
जितेन्द्रियो जितक्रोधः पश्येदात्मानमद्वयम् ॥ ५३ ॥
आदिमध्यावसानेषु दुःखं सर्वमिदं यतः ।
तस्मात्सर्वं परित्यज्य तत्त्वनिष्ठो भवेत्सदा ॥ ५४ ॥

મકાર રૂપી કારણ સ્વરૂપ પ્રાજ્ઞને ચિદાત્મામાં લય પમાડવો (૫૦).

પછી "હું ચિદાત્મા છું, હું નિત્ય, શુદ્ધ, મુક્ત, સત્, અદ્વૈત સ્વરૂપ છું, હું પરમ આનંદ રૂપ છું, પ્રસિદ્ધ વાસુદેવ રૂપ છું, અને ૐકાર રૂપ છું", એવું જાણીને વિવેચન કરનાર ચિત્તનો તે સાક્ષી સ્વરૂપમાં લય કરવો—સાક્ષી સ્વરૂપે તેનું ચિંતન કરવું. (૫૦–૫૧).

જો ચિત્ત ચિદાત્માને વિશે લય પામી જાય, તો તેને તેમાંથી ચલાયમાન કરવું નહીં. પરંતુ પૂર્ણ અચલ સમુદ્રની પેઠે તેની પૂર્ણ જ્ઞાન સ્વરૂપે સ્થિતિ કરવી. (૫૨).

આ પ્રમાણે સમાહિત થએલા યોગીએ શ્રદ્ધા અને ભક્તિ યુક્ત થઇને, જીતેન્દ્રિય થઇને અને ક્રોધને જીતી લેઇને અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર કરવો. (૫૩)

ઉત્પત્તિ, સ્થિતિ, અને લયમાં આ સર્વ જગત્ દુઃખ રૂપ છે, માટે

यः पश्येत्सर्वगं शान्तमानन्दात्मानमव्ययम् ।
न तेन किञ्चिदाप्तव्यं ज्ञातव्यं वावशिष्यते ॥ ५५ ॥
कृतकृत्यो भवेद्विद्वाञ्जीवन्मुक्तो भवेत्सदा ।
आत्मन्यारूढभावस्तु जगदेतन्न वीक्षते ॥ ५६ ॥
कदाचिद्व्यवहारेषु द्वैतं यद्यपि पश्यति ।
बोधात्मव्यतिरेकेण न पश्यति चिदन्वयात् ॥ ५७ ॥
किन्तु पश्यति मिथ्येदं दिङ्मोहेन्दुविभागवत् ।
प्रतिभासशरीरः स्यात्तदा प्रारब्धसंचयात् ॥ ५८ ॥
"[1]तस्य तावदेव चिर" मित्यादि श्रुतिरब्रवीत् ।
प्रारब्धस्यानुवृत्तिस्तु मुक्तस्याभासमात्रतः ॥ ५९ ॥

સર્વનો પરિત્યાગ કરીને સદા બ્રહ્મનિષ્ઠ થવું. (૫૪).

જે પુરૂષ સર્વ વ્યાપક શાન્ત અદ્વૈત આનન્દ સ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેને કંઇપણ પ્રાપ્ત કરવાનું અથવા જાણવાનું બાકી રહેતું નથી, અર્થાત્ તે કૃતકૃત્ય અને પ્રાપ્તપ્રાપ્ય થઇ જાય છે. (૫૫).

આવો વિદ્વાન્ કૃતકૃત્ય અને સદા જીવન્મુકત થાય છે, અને આત્મામાં એકતા પામેલા તે જીવન્મુક્ત પુરૂષ આ જગતને જૂદા તરીકે જોતા નથી. (૫૬).

એમ કરતાં પણ જો કદાપિ વ્યવહાર કાળમાં તે કોઇ વાર દ્વૈતને દેખે છે. તો તે દ્વૈતનો ચેતનની સાથે અભેદ હોવાને લીધે તેને બોધાત્માથી ભિન્ન રૂપે જોતા નથી, આત્મ સ્વરૂપે જુએ છે. (૫૭).

પરંતુ દિગ્ભ્રમથી થતો મોહ જેમ મિથ્યા છે અને નેત્રમાં દોષ

---

૧ छान्दो० ६।१४।२।

હોવાને લીધે ચંદ્રમાનો બેવડો દેખાવ જેમ મિથ્યા છે તેમ તે આ જગતને મિથ્યા રૂપે જુએ છે—અનુભવે છે. અને તે વખતે ( વ્યવહાર કાલમાં ) પ્રારબ્ધના સંચયને લીધે તેમનું શરીર પણ પ્રતીતિ માત્ર જણાય છે, એવું " **तस्य तावदेव चिरम्** "—" પ્રારબ્ધ સુધી જ તેનો વિલંબ છે " ઇત્યાદિ શ્રુતિ કહે છે. મુક્ત પુરૂષને પ્રારબ્ધની અનુવૃત્તિ તો પ્રતીતિ માત્ર જ છે. (૫૮–૯).

**सर्वदा मुक्त एव स्याज्ज्ञाततत्त्वः पुमानसौ ।**
**प्रारब्धशेषभोगस्य संक्षये तदनन्तरम् ॥ ६० ॥**
**अविद्यातिमिरातीतं सर्वाभासविवर्जितम् ।**
**चैतन्यममलं शुद्धं मनोवाचामगोचरम् ॥ ६१ ॥**
**वाच्यवाचकनिर्मुक्तं हेयोपादेयवर्जितम् ।**
**प्रज्ञानघनमानन्दं वैष्णवं पदमश्नुते ॥ ६२ ॥**
**इदं प्रकरणं यस्माज्ज्ञातव्यं भगवत्तमैः ।**
**[illegible]रुभक्तिप्रसादतः ॥ ६३ ॥**

આવા તત્ત્વવેત્તા પુરૂષ પોતાના શેષ રહેલા પ્રારબ્ધનો ભોગ પૂરો થયા પછી સર્વદા મુક્ત જ છે. (૬૦).

તે જીવન્મુક્ત પુરૂષ અવિદ્યાના અંધકાર રહિત, સર્વ આભાસ રહિત, મલ રહિત, શુદ્ધ, મન અને વાણીને અગોચર, ચેતન સ્વરૂપ, વાચ્ય અને વાચક રહિત, ત્યાજ્ય અને ગ્રાહ્ય રહિત, પ્રજ્ઞાન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ બ્રહ્મપદને અનુભવે છે. (૬૧–૨).

ભગવતોમાં ઉત્તમ પુરૂષોએ આ પ્રકરણ જાણવું જોઇએ; માટે

इमां विद्यां प्रयत्नेन योगी संध्यासु सर्वदा ।
समभ्यसेदिहामुत्र भोगानासक्तधीः सुधीः ॥ ६४ ॥
रागद्वेषादिरहितं स्वात्मानं चिन्तयेत्सदा ।
स एव जीवन्मुक्तो वा न पुनर्भवसंभवः ॥ ६५ ॥

અમાનિત્વ, અદંભિત્વ, વગેરે નિયમો પાળીને, આ લોકના અને પરલોકના ભોગમાં અનાસક્ત થઇને, અને નિર્મળ બુદ્ધિવાળા રહીને ગુરૂભક્તિ વડે તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરીને યોગી પુરૂષે સર્વદા પ્રયત્ન વડે ત્રિકાળ સંધ્યા સમયે આ પંચીકરણ વાર્તિકનો પાઠ કરવો. (૬૩–૪).

અને રાગદ્વેષાદિ રહિત થઇને સદા સ્વાત્માનું ચિંતન કરવું. આવો પુરૂષ જીવન્મુક્ત જ છે, અને તેમનો પુનર્જન્મનો સંભવ જ નથી. (૬૫).

इति श्रीमत्सुरेश्वराचार्यविरचितं पञ्चीकरण-
वार्तिकं संपूर्णम् ॥

---

श्रीमच्छंकराचार्यविरचितं

# पञ्चीकरणम् ॥

१ । अथातः परमहंसानां समाधिविधिं व्याख्यास्यामः ।

---

૧ अथ=મંગલાચરણ કર્યા પછી. अतः=સાધનચતુષ્ટયસંપન્નતાથી. समाधि=આત્મામાં ચિત્તની એકાગ્રતા.

२ । सच्छब्द[illegible]शबलं ब्रह्म । ब्रह्मणोऽव्यक्तम् । अव्यक्तान्महत् । महतोऽहंकारः । अहंकारात्पञ्चतन्मात्राणि ।

३ । पञ्चानां भूतानामेकैकं द्विधा विभज्य स्वार्द्धभागं विहायार्द्धभागं चतुर्धा विभज्येतरेषु योजिते पञ्चीकरणं मायारूपदर्शनमध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते ।

४ । ॐ पञ्चीकृतपञ्चमहाभूतानि तत्कार्यं सर्वं विराडित्युच्यते । एतत्स्थूलशरीरमात्मनः ।

५ । इन्द्रियैरर्थोपलब्धिर्जागरितम् । एतदुभयाभिमान्यात्मा विश्वः । एतत्त्रयमकारः ।

६ । अपञ्चीकृतपञ्चमहाभूतानि पञ्चतन्मात्राणि, तत्कार्यं च पञ्चप्राणाः दशेन्द्रियाणि मनो बुद्धिश्चेति सप्तदशकं लिङ्गं भौतिकं हिरण्यगर्भ इत्युच्यते । एतत्सूक्ष्मशरीरमात्मनः । करणेषूपसंहृतेषु जागरितसंस्कारजः प्रत्ययः सविषयः स्वप्न इत्युच्यते। तदुभयाभिमान्यात्मा तैजसः एतत्त्रयमुकारः ।

---

२ शबल=युक्त. ૩ प्रपंच्यते=પ્રપંચ સહિત કહેવાય છે. ૫ उभय=સ્થૂલ શરીર અને જાગરિત. त्रयम्=સ્થૂલ શરીર, જાગરિત, અને વિશ્વ આત્મા. ૬ प्रत्यय=બોધ. सविषय=પદાર્થ વિષયક. उभय=સૂક્ષ્મ શરીર, અને સ્વપ્નાવસ્થા. त्रयम्=સૂક્ષ્મ શરીર, સ્વપ્ન, અને તૈજસ જીવ.

७। शरीरद्वयकारणमात्माज्ञानं साभासमव्याकृतमित्युच्यते। एतत्कारणशरीरमात्मनः। तच्च न सत्, नासत्। नापि सदसत्। न भिन्नं, नाभिन्नम्। नापि भिन्नाभिन्नं कुतश्चित्। न निरवयवं, न सावयवं। नोभयम्। किन्तु केवलब्रह्मात्मैकत्वज्ञानापनोद्यम्॥

८। सर्वप्रकारज्ञानोपसंहारे बुद्धेः कारणात्मनावस्थानं सुषुप्तिः। तदुभयाभिमान्यात्मा प्राज्ञः। एतत्त्रयं मकारः।

९। अकार उकारे, उकारो मकारे, मकार ॐकारे, ॐकारोऽहम्येव।

१०। अहमात्मा साक्षी केवलश्चिन्मात्रस्वरूपः, नाज्ञानं नापि तत्कार्यम्। किन्तु नित्यशुद्धबुद्धमुक्तसत्यस्वभावं परमानन्दाद्वयं प्रत्यग्भूतचैतन्यं ब्रह्मैवाहमस्मीत्यभेदेनावस्थानं समाधिः। "तत्त्वमसि" ( छान्दो० ६।८।७ ) "ब्रह्माहमस्मि" ( परमहं० ३ ) "प्रज्ञानमानन्दं ब्रह्म" ( ऐ० । बृ० ३ । ९ ), "अयमात्मा ब्रह्म" ( बृह० २।५।१९ ) इत्यादिश्रुतिभ्यः। इति पञ्चीकरणं भवति ॥ ॐ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं पञ्चीकरणम् ॥

---

૭ अपनोद्यम्=નિવૃત્ત થવા યોગ્ય. ૮ कारण=અજ્ઞાન. उभय=કારણ શરીર અને સુષુપ્તિ. त्रयम्=કારણ શરીર, સુષુપ્તિ, અને પ્રાજ્ઞ જીવ. ૧૦ प्रत्यक्=સાક્ષી.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૭ | રૂથા | રથા |
| ૫ | ૬ | ઉિપરથી | ઉપરથી |
| ૧૦ | ૧૮ | તન્માત્રામાંશી | તન્માત્રામાંથી |
| ૧૩ | ૨ | નિશ્ચયાજક | નિશ્ચયાત્મક |
| ૨૬ | ૨૩ | આત્મક્ષાન | આત્મજ્ઞાન |
| ,, | ૨૫ | મૂત્તિમાન | મૂર્તિમાન |
| ૩૦ | ૨૩ | નિદ્રાં થી | નિદ્રામાંથી |
| ૩૧ | ૬ | પરતુ | પરન્તુ |
| ૩૭ | ૫ | સૂચ્મ | સૂક્ષ્મ |
| ૪૦ | ૨૪ | વશિષ્ટ | વસિષ્ઠ |

વેદાન્ત વિના હિંદુસ્થાનનો ઉદ્ધાર નથી.

## શ્રી વિદ્યારણ્ય સ્વામી કૃત

# श्री पंचदशी.

ગુજરાતી ભાષામાં અપૂર્વ અને સસ્તામાં સસ્તો

વેદાન્ત ગ્રન્થ.

ઉત્તમ મૂળાર્થ અને ભાવાર્થ સહિત.

( શ્રી સ્વામી પ્રજ્ઞાનાશ્રમજીની છબી સાથે. )

લેખક—ભટ્ટ. પુંજાભાઇ સોમેશ્વર.

હાઇ કોર્ટ પ્લીડર. ખેડા.



પૃષ્ઠ ૭૦૦ } કર્તા પાસેથી તથા જાણીતા

મૂલ્ય રૂ. ૨-૮-૦ } બુકસેલરો પાસેથી મળશે.